# સુંદર સ્ત્રીવિલાસ રસિક ગરબા સંગ્રહ.

સરવે સ્ત્રીઓ પુરૂષોને ગાવા

ઘણા પુરાતન તથા નવીન કવિઓના

રચેલા તે ઘણી મેહેનતથી સંગ્રહ

કરી છપાવ્યો.

—:૦:—

છાપી પ્રસિદ્ધ કરનાર

બુકસેલર જમનાદાસ [illegible]

અમદાવાદ

"ભાનુપ્રકાશ પ્રીન્ટીંગ" પ્રેસમાં છાપી.

સંવત ૧૯૪૬ સન ૧૮૯૦



કીંમત ૦–૮–૦

# સુંદર સ્ત્રીવિલાસ રસિક
# ગરબા સંગ્રહ.

સરવે સોખીલા સ્ત્રીપુરૂષને માટે
ઘણા પુરાતન તથા નવીન કવીઓના
રચેલા તે ઘણી મેહેનતથી સંગ્રહ
કરી સુધારી

—:o:—

છાપાવી પ્રસિદ્ધ કરનાર
બુકસેલર જમનાદાસ ભગુભાઈ શાહ.
અમદાવાદ
"આર્યપ્રકાશ પ્રીન્ટીંગ" પ્રેસમાં છાપી,
સંવત ૧૯૪૬ સન ૧૮૯૦

કીંમત ૦-૮-૦

# અનુક્રમણિકા.

# સુંદર સ્ત્રીવિલાસ રસિક ગરબાસંગ્રહ.

## ભાગ ૧ લો.

શ્રી ગણેશાએ નમઃ શ્રી સારદાએ નમઃ શ્રી ગુરૂભ્યો નમઃ
શ્રી નાથજી સત્ય છે.



### શ્રી નાથજીના મહીના.

કારતક માસેરે કાંહાનજી, મુકી ચાલ્યા પરદેશ;
હું છું નારીરે નાંધડી, જોબન બાળકેરે વેશ,
ગોકુળ આવો શ્રી નાથજી. ૧
માગશર માસેરે માવજી, બશીયા સામીરે તેડ;
પિંજર લાગ્યારે ઝુરવા, આંખે આંસુડાની રેલ. ગો૦ ૨
પોસે સોસેરે દેહડી, તોયે સ્નેહ ન વિસરાય;
આડો હેમાડો ઉલટો, તેથી કંપેરે કાય. ગો૦ ૩
માહા માસેરે સેજડી, બીજી વેરણ રાત;
પેઉજી મારારે ઘેર નહીં, કેમ જાય દિવસ મહારાજ. ગો૦ ૪
ફાગણ ફુલ્યોરે ફુલડે, ફુલ્યાં કેસર કેરાં ઝાડ;
તેના છંટાવું છાંટણાં, ઉડે અબીલ ગુલાલ. ગો૦ ૫
ચૈતરે ચંપોરે મોરીઓ, મોરી અંબાડે ભાર;
માલણ લાવેરે મોગરો, કાચી કળીયોનો હાર. ગો૦ ૬

વૈશાખેર વન વેડીયાં, વેડી આંબલીયાની શાખ;
રસ ઘોળાવુંરે વાટકી, જમીએ કોની સંગાથ. ગો૦ ૭
જેઠે જાણ્યુંરે આવશે, ના આવ્યા સ્યામ શરીર;
બપૈયારે પીઉપીઉ કરે, મારે હૈયે નવ રહે ધીર. ગો૦ ૮
અષાડેરે ઘન ઉલટયો, માથે ચડયોરે ઘનઘોર;
વીજલડીરે ચમકા કરે, બોલે મધુરા શા મોર. ગો૦ ૯
શ્રાવણ વરસ્યોરે સરવડે, નદીએ નીર અપાર;
કોયલડીરે ટઉકા કરે, બેસી આંબલીયાની ડાળ. ગો૦ ૧૦
ભાદરવોરે ભલે ગાજીયો, વરસે મુશળધાર;
પિયુજી મારા મધુપુરમાં, સાલે શોકલડી અપાર. ગો૦ ૧૧
આસોમાસે દિવાલડી, આવ્યા શામ શરીર;
થાળ ભરૂરે મોતીડે, વધાવું સુભદ્રાના વીર. ગો૦ ૧૨
બારે માસ પૂરા થયા, કેહેછે કવિરે કરજોડ;
ગાય તેનારે પૂરજો, કોડ શ્રીરે રણછોડ. ગો૦ ૧૩

---

## જીવનમાણના મહીના.

રથ આવ્યા અંકુરના, છુટયા નંદદરબાર;
શબ્દ ભરે છે સુંદરી, વળી જુએછે વાટ.
રથ જોડીને રાઘવ ચાલ્યારે, મથુરાંના તે મારગ ઝાલ્યારે;
વ્હાલો ડોક વાળી વાળી જુએરે, નેણ ભરેને રાધિકા રૂએરે;
મારા બાળા તે પણના બેલીરે, શું જાઓ છો માયા મેલીરે;
જીવનપ્રાણ છો આત્મારામ જો. ટેક.

કારતક મહીને કંથ સિધાવ્યા, રહી ન શકે નારી;
અંતરજામી નથી અજાણ્યા, હંસ ઉડયા રહી હારી;

મેં તો શંભુજીની સેવા નકીધીરે, મેલી થાપણ ઓળવી લીધીરે
જીવન પ્રાણછો, આત્મારામ છો. ૧
માગસર મહીને મેલી ગયા, જઇ બેઠા જગદીશ,
કોઈ સંદેશો લાવે શ્યામનો, તેને ચરણ નમાવું શીશ;
તેને ચરણ નમાવું શીશરે, કોઈ દેખાડો જગદીશરે;
હુ બનાવં રસોઇ બત્રીશરે, જીવનપ્રાણછો, આત્મારામછો૨
પોષ મહિનાની પ્રીતડી, જોબનની જંજાળ;
જમણ હતાં તે જમી ગયા, ઠાલા મેલ્યા થાળ.
હરીએ ઠાલા તે મેલ્યા થાળરે, એવી જોબન તણી જંજાળરે
બાઈયો સુખે ભજો શ્રી ગોપાળરે, જીવનપ્રાણછો, આત્મા૦૩
મહા મહિનાની ટાઢડી, અતિ રાતે અંધકાર;
આચનલોચન વહી ગયાં, હરીને લશ્કર બંધાવું પાર;
મને સ્નેહની તે વેદના થાયરે, હુંથી એકલડાં ન રહેવાયરે;
મારી થરથર કંપે કાયરે, જીવનપ્રાણછો, આત્મારામછો.૪
ફાગણ ફુલ્યો ફુલડે, રમતા રાધવરાય;
આ શું ફુલી સુંદરી, હરી તજી ગયા જમણી બાંહ્ય.
વહાલે સોળસે ગોપીયો માંહરે, કાનુડાને કાંઇ ન કહેવાયરે;
વહાલો મુકી ગયા વન માંહરે, જીવનપ્રાણછો, આત્મા૦ ૫
ચૈતર ચંપો મોરીયો, પીંપળ આવ્યાં પાન;
નાવ્યો નાગર નાવલો, મને તેનું લાગ્યું છે તાન;
મને તેનું લાગ્યું છે તાનરે, મને હરી ભજ્યાની હામરે;
કોઈ દેખાડો શ્રી રામરે, જીવનપ્રાણછો, આત્મા૦ ૬
વઈશાખે વાયા વાવલા, મુખનું ઉડયું નૂર;
તાપ તપે તનડું તપે, હરી મેલી ગયા છે દુર;

એવો આવ્યો છે માથે ઉન્હાળોરે, એવો કપટી કાનુડો કાળોરે;
મને મુકી ગયો મોરલીવાળોરે, જીવનપ્રાણછો આત્મા૦. ૭
જેઠે જાગ્યું આવશે, વેગે વિઠ્ઠલરાય;
ચંદન ઘોળુ વાડકે, વિઝણે ઢોળું વાય;
હરીને વિઝણે ઢોળું વાયરે, મારી ઘડી પલક જુગ જાયરે;
મારા કાળજામાં કાંઇકાંઇ થાયરે, જીવન પ્રાણછો આત્મા૦૮
અશાડ ચમકે વીજળી, ઘન ગરજે ઘમઘોર;
આંસુડે ભીંજાય મારી ચુંદડી, મીઠડા બોલે મોર;
એવા મીઠડા બોલે મોરરે, કરે બપૈયા કલોલરે;
મારૂં જાગે જોબનનું જોરરે, જીવનપ્રાણછો આત્મા૦ ૯
શ્રાવણ વરસે સરવડે, નહાવું નિર્મળ નીર;
પહેર્યાં પિતાંબર પોતિયાં, ઓઢણ આછાં ચીર;
હરી ઓઢણ આછાં ચીરરે, આપણ નાહાતાં જમનાં તીરરે
એવી રીતે ઢળાં શરીરરે જીવનપ્રાણ છો, આત્મા૦ ૧૦
ભાદરવો ભલો ગાજીયો, પણ નાવ્યા બળવીર;
ચીર હતાં તે હરી ગયા, મારૂં શાને ઢાંકું શરીર.
મ્હારી પોંચે નજર નહીં નાંખીરે, વ્હાલેભરવાડનીગત રાખી.
સામળીએ ન જોયું આંખીરે, જીવનપ્રાણછો આત્મા૦ ૧૧
આસો માસ ભલે આવીયો સૌની પુરી આશ;
તોરણ બાંધ્યાં ટોડલે, એમ ગાયે હરિજન દાસ.
ઘેર ઘેર મંગળ ગાયરે, ત્યાં થેઇ થેઇકાર થાયરે;
શ્રોતા વકતાનાં સંકટ જાયરે. જીવનપ્રાણછો આત્મા૦ ૧૨

---

# રસિયાજીના મહીના.

ગરબી.

શ્રી ગુરૂદેવ વલ્લભને ચરણે લાગુરે રસિયાજી.
તેર માસ હરિ ગુણ ગાવા મતિ માગુ હો રંગ રસિયાજી ૧
કારતક માસે કેમ ગયા છો મૂકીરે, રસિયાજી;
પ્રાણજીવન પ્રભુ શી વાતે હું ચુકી હો રંગ રસિયાજી. ૨
ચુકી તોપણ દાશી દોષ સમાનોરે રસિયાજી,
મારા સમજો મનમાં કાંઇ લાજો હો રંગ રસિયાજી. ૩
અબળાજન અમો અવગુણ કેરી ખાણુરે રસિયાજી,
તોપણ નાથ નિભાવો ઝાલો પાણ હો રંગ રસિયાજી; ૪
જેવી તેવી કિંકરી કહાવું તમારીરે રસિયાજી,
દાસ દયાના પ્રિતમ લ્યો શુધ મારી હો રંગ રસિયાજી. ૫
માગશર માસે મળવા મન અકળાયરે રસિયાજી,
પ્રીત તણી પીડા કાંઇએ ન કહેવાય હો રંગ રસિયાજી. ૬
ખીડયું સીડયું પણ અંતર ભડકે લાગેરે રસિયાજી,
કાળજુ છેદી કંદ્રપના સર વાગે હો રંગ રસિયાજી. ૭
વિરહ વિકળ થઈ કળ ન પડે નિસ દીનરે રસિયાજી,
તાલાવેલી લાગી માહારે તન હો રંગ રસિયાજી. ૮
દુખ દાવાદળ પ્રગટયો કેમ સેહેવાયરે રસિયાજી,
ધીરજ રાખું પણ કહાં લગી રહેવાય હો રંગ રસિયાજી. ૯
નીશ્ચે પ્રાંણ જશે તલપી હવે મારોરે રસિયાજી,
દાસ દયાના પ્રીતમ પ્રાણ બચાવો હો રંગ રસિયાજી. ૧૦
પોશ માસે રોશ રૂદેથી મુકયારે, રસીયાજી;
અબળાના આધાર અવસર ચુકયા હો રંગ રસિયાજી. ૧૧

ઘણું શું કહીએ સમજી લેજોરે રસીયાજી;
વિજોગ પાખે અવર દંડ કાંઈ દેજો હો રંગ રસિયાજી. ૧૨
સ્ત્રિને દુઃખ નહિ પતિ જો શસ્ત્રે મારેરે રસિયાજી;
તેથી કષ્ટ ઘણું તે મન ઉતારે હો રંગ રસીયાજી. ૧૩
એથી અદકું હવે તે શું કહીયેરે રસિયાજી;
ચતુર શિરોમણ ચતુરાનું દુખ લહીયે હો રંગ રસિયાજી ૧૪
આ જોબનમાં આવી સુખને માણોરે રસિયાજી;
દાસ દયાના પ્રિતમજી તક જાણો હો રંગ રસિયાજી. ૧૫
માહા માસે તો મારા સમ ઘેર આવોરે રસિયાજી;
આ રતમાં દંપતી લે સુખ લ્હાવો હો રંગ રસિયાજી. ૧૬
પ્રથમ અમો એમાં કાંઇએ નવ લેહેતાંરે રસિયાજી;
શીખવી સમજાવી શું મ્હેલ્યાં વેહેતાં હો રંગ રસિયાજી. ૧૭
વ્હાલા થઇને વ્હેરશું વીંજ્યું આવુંરે રસિયાજી;
આવડું શીદ કરયું જ્યારે હતું જાવું હો રંગ રસિયાજી. ૧૮
પ્રેમપંથમાં કાંટો કપટી ન સારોરે રસિયાજી;
પ્રથમ થકી પોંખી હવે શું મારો હો રંગ રસિયાજી. ૧૯
વીરહ વન્હીમાં ધીકું છું નીશ દહાડોરે રસિયાજી;
દાસ દયાના પ્રીતમજી મુને કહાડો હો રંગ રસિયાજી. ૨૦
ફાગણ કેસુ ફુલ્યાં હું કરમાણીરે રસિયાજી;
આ વનમાળી પિયુ સિંચ્યુ ન પુરૂં પાણી હો રંગ રસિ. ૨૧
વસંતરૂતુ તો સહુને વાહાલી લાગેરે રસિયાજી;
તમ પાખે મને બાણ રૂદેમાં વાગે હો રંગ રસિયાજી. ૨૨
અબિલ ગુલાલને કેસરના રંગ ઘોળીરે રસિયાજી;
વિલાસ સુખ નવ લીધું મુજ ઉર હોળી હો રંગ રસિયાજી. ૨૩

સુખની રૂતુ શોકયના સંગે સોહીયેરે રસિયાજી;
ડુસકલડે રોવું તો હમારે જોઇએ હો રંગ રસિયાજી. ૨૪
પ્રથમ થકી પ્રભુ શે નવ નાખ્યાં મારીરે રસિયાજી.
દાસ દયાના પ્રિતમ આ ગતી ધારી હો રંગ રસિયાજી. ૨૫
ચૈત્રે ચંદ્ર કીરણ સહુને સુખકારીરે રસિયાજી;
એકલડીને લાગે તેહ કટારી હો રંગ રસિયાજી. ૨૬
સુખકારી હુતા તે સહુ દુખ દેછેરે રસિયાજી;
જોઈ જોઇ સંભારી સુખ આંસુ વહે છે હો રંગરસિયાજી. ૨૭
કરે કોય શું કરમ તણો એ દોષરે રસિયાજી;
વક્ર વદન નિજ ત્યાંશો દર્પણ દોષ હો રંગરસિયાજી. ૨૮
આ દાહાડા ક્યાં મુક્યા હતા સંતાડીરે રસિયાજી;
જોબન અવસર આવો આપ્યો કહાડી હો રંગરસિયાજી. ૨૯
તમો કહેતાં તે અમો માનતા સૌ સુરે રસિયાજી;
દાસ દયાના પ્રીતમ કીધું કાચું હો રંગ રસિયાજી. ૩૦
વૈશાખે વ્રજ સુનું સઘળું દીસેરે રસિયાજી;
જન ઝાઝા પણ કોને મન જઈ હીસે હો રંગ રસિયાજી. ૩૧
સરવે સરોવર સુકાં ચાતક લેખેરે રસિયાજી;
ચંદ્ર વિના જેમ ચકુર ઉજ્જડ દેખે હો રંગરસિયાજી. ૩૨
વિત્યું હોય તે એ સાચું પરમાણેરે રસિયાજી;
પીડ પ્રસુતાની શું વંઝી જાણે હો રંગ રસિયાજી. ૩૩
વીરહ વેદના ઘણી કઠીણ બહુ દુખથીરે રસિયાજી;
વેઠે તે જાણે ન કેહેવાય અમુકથી હો રંગ રસિયાજી. ૩૪
સ્નેહ તણો ઘા મલમ થકી ન રૂઝાયરે રસિયાજી;
દાસ દયાના પ્રીતમથી સુખ થાય હો રંગ રસિયાજી ૩૫

જેઠ માસેતો સહુ સરોવર સુકાં રહેછેરે રસિયાજી;
મુજ લોચન ધારા નવ સુકી વહેછે હો રંગ રસિયાજી. ૩૬
ગ્રીષ્મઋતુને તાપે તન અકળાયરે રસિયાજી;
પવન ફુવારાથી તે સદ્ય સમાય હો રંગ રસિયાજી. ૩૭
ગ્રીષ્મતાપને હિમ વાયુથી વામેરે રસિયાજી;
વિરહવન્હી આ પવને વૃદ્ધિ પામે હો રંગ રસિયાજી ૩૮
પય ઉગર્યું તે છાંટે નીર સમાયરે રસિયાજી;
તાતુ તેલ મજે જગ ભડકો થાય હો રંગ રસિયાજી. ૩૯
પ્રેમપાવકની પીડ સહુ દુ:ખથી અળગીરે રસિયાજી.
દાસ દયાના પ્રીતમ તમને વળગી હો રંગ રસિયાજી. ૪૦
અસાડ માસે અતિ ઉંડુ દુ:ખ સાલેરે રસિયાજી;
પંખીડાં પણ મળીને માળા ઘાલે હો રંગ રસિયાજી. ૪૧
કોને કહીયેતે કહે અદેખાં ઠરીએરે રસિયાજી;
અંતર આગે ઢાંકયા ધીકી મરીએ હો રંગ રસિયાજી. ૪૨
કીડો કાષ્ટ જ્યમ ખોખું કરે ખાઈ બાધુરે રસિયાજી;
તેમ વિરહ કીડે કાળજ કરડી ખાધુ હો રંગ રસિયાજી. ૪૩
ઉપરથી તન સારૂ સહુ કોઈ દેખેરે રસિયાજી;
ભીતર ભડકો પ્રાણ પોતાનો પેખે હો રંગ રસિયાજી. ૪૪
જે જાણે તે મુરખ કહે એ વાતરે રસિયાજી;
દાસ દયાના પ્રીતમ દુ:ખ બહુ ભાત હો રંગ રસિયાજી. ૪૫
શ્રાવણ માસ સરવડે વરશ્યો મંદરે રસિયાજી;
પાવસઋતુ શોભા થઈ વ્રંદા વ્રંદ હો રંગ રસિયાજી. ૪૬
વ્રક્ષે વળગી વેલ છુટે નવ છોડીરે રસિયાજી;
દૈવ મારી બેલ તો નાંખી તોડી હો રંગ રસિયાજી. ૪૭

એક દિવશ આપણુ ત્યાં વાતે વળગ્યારે રસિયાજી;
ધન વરસ્યો ભીંજ્યા પણુ ન થયાં અળગાં હો રંગ રસિયાજી
મેં પણુ સીત સહેવાઇ નહી ઘણું કાંપીને રસિયાજી;
ત્યારે તમે મુજને લેઈ રૂદીયાશું ચાંપી હો રંગ રસિયાજી ૪૯
સંભારી તે સુખ કાળજડું ફાટેરે રસિયાજી;
દાસ દયાના પ્રીતમ શામાટે વિસારી હો રંગ રસિયાજી. ૫૦
પુરૂષોત્તમ માસે આશા તમારીરે રસિયાજી;
પુરવ પુન્યે થશે જુઓ મન વિચારી હો રંગ રસિયાજી. ૫૧
આતુર જન સંતોખો કરી સનમાનરે રસિયાજી;
અધરામૃત પાઈ આપો જીવતદાન હો રંગ રસિયાજી. ૫૨
આ એક માસતો પુન્યદાનનો દહાડોરે રસિયાજી;
પ્રભુ પધરાવી શેવી કરૂ કર ટાહાડો હો રંગ રસિયાજી. ૫૩
અવર દેવ શેવ્યાની શ્રદ્ધા છે નહીરે રસિયાજી;
પુરૂષોતમ પરણીને અવર ઘટે નહી હો રંગ રસિયાજી. ૫૪
પ્રાણ જશે તોયે તમ વિના નહી ભજીયેરે રસિયાજી.
દાસ દયાના સ્વામી એમ સમજીએ હો રંગ રસિયાજી. ૫૫
ભાદરવે ભડ વરસે ચપળા ચમકરે રસિયાજી;
એક સમે હું આવી પાયલ ઝમકે હો રંગ રસિયાજી. ૫૬
હું બીની સુણી ધન વરસ્યો આકાશેરે રસિયાજી;
પીતાંબર હોરાડી લીધી પાસે હો રંગ રસિયાજી. ૫૭
સઘળું સુખ કાંઈ પ્રગટ નથી કેહેવાતુરે રસિયાજી;
વિઠ્ઠલ પણુ કાંઇ કહું છું નથી રેહેવાતું હો રંગરસિયાજી ૫૮
પાલવ પાથરી કાલાવાલા કરીનેરે રસિયાજી;
પાગે લાગી કહું છું ફરી ફરીને હો રંગ રસિયાજી. ૫૯

વિરહ દુઃખ નથી સેહેવાતું હવે આવોરે રસિયાજી;
દાસ દયાના પ્રીતમ શું તલસાવો હો રંગ રસિયાજી. ૫૦
આશ્વિન આવ્યો સદ્ય માસ સુખકારીરે રસિયાજી;
વામ આંખલડી ફરકે છે કાંઈ મ્હારી હો રંગ રસિયાજી. ૫૧
રાસ રમણુની રૂતુ આવી તમો જાણોરે રસિયાજી;
લાલ બિહારી લીલાનાં સુખ માણો હો રંગ રસિયાજી. ૫૨
શરદ પુનમની નીશે પુરણ શશી પ્રગટયોરે રસિયાજી;
તમથી રમતાં સુખ દુઃખ માહારાં મટશે હોરંગ રસિયાજી ૫૩
કરૂણાનિધી છો માટે કરૂણા કરશોરે રસિયાજી
વાહાલાની વિનતી રૂદેમાં ધરશો હો રંગરસિયાજી. ૫૪
આનંદ ઉપન્યો ઉરમાં વાલમ વળિયારે રસિયાજી;
દાસ દયાના પ્રિતમજી મુને મળિયા હો રંગ રસિયાજી. ૫૫

---

## ગોપીઓની સ્તુતીના મહીના.

( કારતકે કાજળને તજીયું એ રાગ. ).

કારતકે કોટી કલ્પના કરીએ, ગોકુળીઆમાં ઘેલાં થઇ ફરીએ;
સુખદુઃખ સર્વે સહી રહીએ, ઓધવ મારી સ્તુતી કહેજો,
દુઃખરે મારૂં દિલ મધે લેજો, ઓધ૦ ૧
માગસરે મેણાં લીધાં માથે, જીવણજીએ વચન આપ્યાં હાથે;
કે રજની રમીશું તમારી સાથે, ઓધવ મારી સ્તુતી કહેજો. ૨
પોષેતો ધીરજ કેમ ધરીએ, કહોતો વાલા વિખડાં ખાઇ મરીયે;
જીવણવિના જીવીને શું કરીએ, ઓધવ મારી સ્તુતી કહેજો. ૩
માહે તો મીત્રી તોડી મારી, વાલે મારે કુબજા કરી નારી;
આશું કીધું મોહન મોરારી, ઓધવ મારી૦ ૪

ફાગણે ફીકર કરૂં મનમાં, દિવશ રાત તાપ તકે તનમાં;
વછુટી જેમ હરણી ફરે વનમાં, ઓધવ મારી૦ ૫
ચૈતરે ચીત કરે ચાળા, મુકી ચાલ્યા મોરલી તો વાળા;
દરશન તમે દોની નંદલાલા, ઓધવ મારી૦ ૬
વૈશાખે વનમાં કોયલ બોલે, તેથી મારાં ત્રણભોવન ડોલે;
જોબન મારૂં જાયછે જકજોલે, ઓધવ મારી૦ ૭
જેઠે તો જળ ભરીઆં નેણે, બંધન મારા હરીવરને કહેણે;
ખટકે વાલા નાથ તણે મેણે, ઓધવ મારી૦ ૮
અષાડે તો ઇંદ્રિધારે વરશે, પીઉ વિના મન મારૂં તલસે;
મોહનવર મેડેર હવે કરશે, ઓધવ મારી૦ ૯
શ્રાવણે સાંભળ સાહેલી, નમેરા તો નાથ ગયા મેલી;
ગોકુળીયામાં થઇને ફરૂં ઘેલી, ઓધવ મારી૦ ૧૦
ભાદરવે ભુધર ભેટો હમને, ઝાઝું હવે શું કહીએ તમને;
વાયદા કરી વાલ્યાં અમને, ઓધવ મારી૦ ૧૧
આસો માસે આવી દીવાળી, ઘેરરે આવ્યા મોહન મોરારી;
હળીમળી સૌ સખી લ્યો તાળી. ઓધવ મારી૦ ૧૨
બારેરે માસ રાગેતો કરીયા, દાસ રણછોડના સ્વામી મળીયા;
તેથીરે મારાં જનમ મરણ ટળીયાં, ઓધવ મારી૦ ૧૩

---

## પતીને પરદેશ ન જવાદેવા વિશેના મહિના.

(ઓધવજી સંદેશો કહ્જો શામને એ રાગ)

કારતક મહિને અબળા કહે છે કંથને,
હવે શિઆળો આવ્યો સ્વામીનાથજો.
હીમાળુ વા વાયોરે હલકી ટાઢમાં, શું શોધો પરદેશ જવાનો

સાથજો; એ મહીને નવ જઈએ પીઉ પરદેશમાં. ૧
માગશર મહિને હોંશ ઘણી મન માંહ્યરે,
રશીયા સંગ રમ્યાની માઝમ રાતજો;
ઘુંઘટડો કાઢીરે ઘર આગળ ફરૂં, પીયુ મેલો પરદશ જ-
વાની વાતજો, એ મહીને નવ જઈએ પીઉ પરદેશમાં. ૨
પોસે જે અબળાને પીઉડે પરહરી, તે નારીનાં પુરણ મળીયાં
પાપજો, સાસરીએ રહીને તે શાં સુખ ભોગવે, મૈયરમાં નવ
ગોઠે માને બાપજો. એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં ૩
માહા મહીને નવ કરીએ નાથ મુસાફરી,
ઘઉં સાટે જઇ લાવો ખોરી જારજો;
વ્હેંચીને જમશું રે મારા વાલમા, જરૂર નહી જાવા દેઉ ઘર-
થી બાહારજો. એ મહીને નવ જઈએ પીઉ પરદેશમાં ૪
ફાગ રમે ફાગણમાં નરને નારીયો,
ઘેર ઘેર નૌતમ કૌતક નવલાં થાયજો.
જે નારીનો નાવલીઓ નાંખી ગયો કોહો તેણે કેમ નજરે જોયું
જાયજો. એ મહીને નવ જઈએ પીઉ પરદેશમાં. ૫
ચૈતરમાં ચતુરને પંથ ન ચાલવું, જો ઘેર નારી સારી ચતુર
સુજાણજો; વાહાલપણે વચનેરે પીઉને વશકરે, નીરધાર્યું તેપડયુ
રહે પરીઆણજો, એ મહીને વન જઇયે પીઉ પરદેશમાં. ૬
વાવલીયા વાયાતે પીયુ વૈશાખના, રજ ઉડેને માણેક મેલું થાય
જો; નથનીનું મોતીરે હીરો હારનો, કહો પરહાથે તે કયમ
ધીર્યાં જાયજો, એ મહીને નવ જઈએ પીઉ પરદેશમાં. ૭
જેઠેતો પરદેશે જાવું દોહલું, ઘામ ઘીખેને લાયજેવી લુ
વાયજો, કોમળ છે કાયારે મારા કંથની, વણ શીંચ્યાં જે-

મ પુલડીયાં કરમાયજો. એ મહીને નવ જઇએ પીઉ પર૦ ૮
અંબરધનછાયોરે માસ અષાડમાં,
મોર બોલેને મેહ વરસે મુશળધારજો;
કચરાને કાદવરે મચી છે મેદની, પંખી માળા ઘાલે ઠારો
ઠારજો. એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૯
શ્રાવણમાં શીવ પુજીને મુખ માગીએ,
વા'લાનો નવ થાજો કદી વિજોગજો;
ઉમીઆના સ્વામીજી આપો એટલું, સાસુના જાયાનો નીત્ય સંજોગજો. એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં ૧૦
ભાદરવો ભરજોબનનો ફરી નહી મળે,
વહી જાશે જેમ નદીઓ કેરાં નીરજો;
એવારે દીવશ એળે નવ કાહાડીએ, બાત વિચારી જુઓ
નણંદના વીરજો. એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૧૧
આસોના દીવસ તો અતિ રળીઆમણા,
ખાવું પીવું કરવા નવલા ખેલજો;
ભેગાં બેસી જમીએ રમીએ સોગટે,
છાતીમાં ભીડીને રાખું છેલજો. એ મહીને૦ ૧૨
માસ અધીકમાં અધીકપણે શું કીજીએ,
રોહો જોડીને નેણ સંગાથે નેણજો;
જેમ ન છુટે બુટો કાચ બીલોરનો,
દાસ દયાના પ્રીતમ જાણ પ્રવેણજો. એ મહીને૦ ૧૩

## ભરથજીના મહીના ચાલ લાવણી.

ચૈત્ર પીછલે પાક રામનોમીકો જન્મ લીયા.
અવધપુરી સુખધામ સખી મીલ મંગળચાર કીયા,

ખબર જબ દશરથને પાઇરે, ખબર,
દેત દાન ગજરાજ ગૌદીન થોડેકી બીઆઈ;
સભા સબ ફુલનસે છાઇ,
કરમ લેખ ના મીટે કરો કોઇ લાખન ચતુરાઈ;
રામ ચલે બનબાસ રોવત કૌશલ્યા માઈ. ટેક. ૩ માસ ૧
લગતહી વઇશાખ કેકૈ બાવર કરદારી,
ધ્રક જીવણુ ધીકાર ભયા જદ તુમસે મા તારી. ૨
દુઃખ તુમ નગરીકો દીનોરે. તીન લોકકે નાથ રામ તીને
બનબાસી કીનો. ૨
કુમત કુચ એસી બુન આઇ, કરમ રામ. માસ ૨
જેઠ પચ મીલ કહે. ભરથકુ ગાદી બેઠ રહો;
ભરત ધરત કાનનપર. હાથ પંચ મેરી ગરદન મત મારો. ૧
સરે નહી એ બાતન કાજા, હમતો હરીકે દાસ રામ અ
જોધ્યા કે રાજા. ૨
બાત એ સબકે મન ભાઈ, કરમ. રામ. માસ ૩
અષાડ આશા રામ મીલનકી, મનમે લાગ રહી,
કોઇ રામ બન મોહી બતાવો ભારથ બાત કહી;
નગર કે નર ઓર સબ નારી, રથ ડોલે ગજરાજ સાજ
સબ ભારથ સંગ તૈયારી. ૨
નદીમુની સાગરકુ ધાઇ. કરમ. રામ. માસ ૪
શ્રાવણ શીંગમેર પુર પહોચે, ભીડભઇ ભારી.
ભીલન જોર કટક દળ સાજે લડનેકી તૈયારી;
ભરથસે પુછ કરાર કરો, રામ સીયાકે કાજ નીકટ તુમ
ગંગા તીર મરો.

ખબર જબ ભારથને પાઈ. કરમ રામ. માસ ૫
ભાદો ભીલ ભરથસે ભટે, ભકિત જાણી મનમે;
કંદમુળ ફળફુલ ભરતસેં ભેટ કરે બનમે;
ભરથને આગે કર લીને, ભરથ રાજ મુની બસે પ્રાગમે
જાય દરસદીને ૨
પ્રાગકી દુનીઆ ઉઠ ધાઈ; કરમ. રામ. માસ ૬
કુવારકીએ બીજ માનતા મુની પુછે કુસલાય;
દો કર જોડ પ્રકંમા કરે કઉસલ્યા માતાય;
હમારો જીવણુ સુફળ ભયો, ઇતની બાત સુન મુની સબ
આસરબાદ દીઓ. ૨
ભરતકુ માતા સમજાઇ. કરમ. રામ. માસ ૭
કારતીક કુચ પ્રાગસે કીનો, ચીત્રકોટ° આયે;
અંગ ભભુત માથેપર જટા, રામ લક્ષમણુ પાયે. ૧
ભરથ સીલ ચરણોપે લાયે, ચરણ ઉઠાય હિરદેસે લગાયે
નેન નીર બહાયે. ૨
સીંધાશન બેઠે રઘુરાય. કરમ. રામ. માસ ૮
અગહનવારમવાર ભરથકુ રઘુબર સમજાવે;
જાવ અજોધ્યા રાજ કરો તુમ. મુની સબ સુખ પાવે.
ભરથ તુમ લોટ જાવ ભાઇ, બરાબરસે બીત જાઇગે તે પીછે
હમ આઈ ભરથસે એસી સમજાઇ. કરમ. માસ. ૯
પોસે આશા રામ મીલનકુ, જુર ગઇ, ભીર ઘની;
ગુરૂ બસીષ્ઠ મુની સમજાવે, કહે અપની અપની;
બીનતી મો'ત ભાત કીની, રામ કૃપાપતી ચરણ ખરાવું
ભારથકુ દીની. ૨

ભરત તુમ લોટ જાવ ભાઇ, કરમ. રામ. માસ ૧૦
માહા મનાયે માન ગયે હેં, ભલે લગે એ રામ,
જનખપુરકુ જનખ પોહોચ્યે ભરથ અજોધ્યા ગામ. ૧
ખરાવું ગાદી ધરદીની, રામચંદ્રસે અધીક તપસ્યા ભા-
રથને કીની,
બડાઈ યેહીસેપાઇ. કરગ. રામ. માસ ૧૧
ફાગણમે સીતા હરીકે રાવણકુ વધ કીનો;
લંકાં માર ગરદ કર ડારી રાજ વિભીક્ષણકુ દીનો;
લોટકે અજોધ્યા આયે, શીવ સનકાદીક યાદ મુની સબ
દરશનકુ ધાએ;
ગાદી બેઠે રઘુરાઈ. કરમ. રામ, માસ. ૧૨
નબે શાલ અધીક મહીના અંગ હન ગહન પડે;
લાલનદાસ બાંસ બરેલી; રામ રામ ઓચરે
ભરથકી યેહી બારા માસી ગવૈયા સુનવઇ તરે;
કટે જમકી ફાંસી. ૨
બેદમે એસી લીખ આઈ, કરમલેખ રામ ચલે માસ ૧૩

---

## નંદલાલના મહીના.

આવોને નંદલાલ રમવા આવોનેરે; ટેક.
નિરભે થયાછો નાથ, રમવા આવોનેરે.
કારતક તો મેં કષ્ટેરે કાહાડયો, ભર દરીએ જેમ જહાજ ૧
માગસર મહીને મારગડે મેલી, હવે અમારૂ કોણછે બેલી;
ગિરધર વિના થઇ ઘેલી, રમવા આવોનેરે. ૨
પોષ માસે જીવન પ્રાણ તજીશું, લોકડીઆની લાજ મોફૂંછું

સંસાર તાજ કરૂછું, રમવા આવોનેરે. ૩
માહા મહીને મંદરીયાંરે સુનાં. હરિ વિના આસનિયાં સુનાં
વાહાલા વિના જાય છે જોબનિયાં. રમવા આવોનેરે. ૪
ફાગણે ફગફગતીરે હોળી, અબીલ ગુલાલે ભરાવુંરે ઝોળી;
વહાલા વિના ખેલે કોણ હોળી, રમવા આવોનેરે. ૫
ચૈતરે મને ચિંતારે લાગી, સુતી સેજલડીમાં ઝબકીને જાગી;
વાહાલાની લેહે લાગી, રમવા આવોનેરે. ૬
વૈશાખે વાવલીયારે વહાય આંખ ઉઘાડી ચોદશ જોયાં;
આંસુ પાંલવડે લોહ્યાં. રમવા આવોનેરે. ૭
જેઠ માસે જગજીવન આવે, વૈષ્ણવ સરવે વધામણી લાવે,
વહાલો મારો કાંઇ ન કહાવે, રમવા આવોનેરે. ૮
અષાડે હું અબળારે નારી, જોબન દરિએ પુરછે ભારી,
પિયુનાં વચનને વિસારી, રમવા આવોનેરે, ૯
શ્રાવણ તો સરવડીએ વરસે, નદિઓ નીર ઘણેરાંરે ઢળશે;
વહાલો મહારો શી રીતે ઉતરશે, રમવા આવોનેરે. ૧૦
ભાદરવો ભર દરીએરે ગાજે, નિલાં વન નવપલ્લવ છાજે;
વહાલો મારો કાંઈ ન લાજે. રમવા આવોનેરે. ૧૧
આસો માસે દેવ દિવાળી, લોક વણે સહુ સેવ સુંવાળી;
વહાલા વિના તે જમે કોણ વાળી, રમવા આવોનેરે. ૧૨



## કૃષ્ણના મહિના.

કારતકે કૃષ્ણ ગયા મેલી, મારે ઘેર આવો વનમાળી;
કુબજા કેમરે ગમે કાળી, આવો હરી રાસ રમો વહાલા૧

માગસર મારગડે રમતાં, ભેળાં બેશી ભોજનીયાં જમતાં:
હવે હરિ કેમ નથી ગમતાં, આવો હરિ૦ ૨
પોષે તે સોસ પડયા અમને, તીકમજી શું કહીએ તમને;
દિલાસા શારે દીધા અમને, આવો હરિ૦ ૩
માઘે માહા અંધારી રાત્યો, ફુલડાંયે બીછાવી ખાટયો;
વહાલે લીધી મથુરાંની વાટયો, આવો હરિ૦ ૪
ફાગણે ફેર ફરે હોળી, પહેરણુ ચરણાને ચોળી;
ચુંદડી મારી કેસરમાં રોળી, આવો હરિ૦ ૫
ચૈતરે ચિત કરે ચાળા, મધુવન મોરલીઓવાળા;
દરસન દો ડાકાર તિરથવાળા. આવો હરિ૦ ૬
વૈશાકે વાટલડી જોતી, ઉભી રહીધુશકડે રોતી;
પાલવડે આંસુડાં લોતી. આવો હરી૦ ૭
જેઠે તો જગજીવન આવે, વધામણી સહુ લોકો લાવે;
વાહાલો મારો કશુંએ નવ કાહાવે, આવો હરિ૦ ૮
અષાડે અબળા રહી ઝાંખી, વહાલે મારે ભરજોબન રાખી;
વિચારો તે વાત થશે વાંકી. આવો હરિ૦ ૯
શ્રાવણ તો સરવડીએ વરસે, નદિએ નીર ઘણાં ઢળશે;
વહાલો મારો શી રીતે ઉતરશે. આવો હરિ૦ ૧૦
ભાદરવો ભલીપરે ગાજે, વાહાલા થઇ વિહવળ તમ કાજે;
વહાલો મારો જરીએ ન લાજે. આવો હરિ૦ ૧૧
આસો માસે આવી દિવાળી, શેવો વણું કે સુંવાળી;
વહાલા વિના આ શી દિવાળી, આવો હરિ૦ ૧૨

# રાધિકાના મહિના.

કહોને સખી કારતક કેમ જાશે, કે વનમાં મોરલી કુણ વાશે;
કે મહીનો દાણી કુણ થાશે, કે જુમનાં જાવાદો પાણી. ૧
કે માગશરે મન મારૂ મળીયું કે વિખીઆ ભાવ થકી ટળીયું;
કે જેમ લુણ પાણીમાં ભળીયું, કે જુમનાં. ૨
કે પોશે સોશ પડયા અમને, વહાલા મારા શું નમીએ તમને;
કે દીલાસા દીધા છે અમને, કે જુમનાં. ૩
કે માઘે મકર તણે માતે, કે ફુલડીયાં વેરંતી ખાંતે;
કે વાહાલાજી મારા મથુરાંની વાટે, કે જુમનાં૰ ૪
કે ફાગણે ફેર ફરે હોળી, કે આછા ચરણાને ચોળી;
કે ચુંદડી મારી કેસરમાં રોળી, કે જુમનાં૰ ૫
કે ચૈતરે ચતુરા ચિત ધરતી, વહાલાજીના ગુણ ગાતી ફરતી;
તોય મારે વહાલે કીધી નરતી, કે૰જુમના. ૬
કે વૈશાખે વાયા વાવલીઆ, કે ઘેર પધારો નાવલીયા;
કે દુધડે ધોઉં તારા પાવલીયા, કે જુમના. ૭
જેઠે જગજીવન આવ્યા, કે સઉલોક વધામણી લાવ્યા;
વહાલાજી મારા કશું એ ના કાહાવ્યા. કે જુમના. ૮
અષાડે અબળા થઇ ઝાંખી, વહાલે મારે ભરજોબન રાખી;
વિચારો હવે વાત થશે વાંકી. કે જુમનાં. ૯
શ્રાવણ શરવડીએ વરસે, કે નદીએ નીર ઘણાં ઢળશે;
કે કોયલડી ટઉકલીઆ કરશે. કે જુમના. ૧૦
ભાદરવો ભલીપેરે ગાજે, સઘયર ઘેર વલોણું વાજે;
તેતો મારા રૂદીઆમાં દાજે, કે જુમના. ૧૧
આસોની રજની અજવાળી, કે સેજ વણું કે સુંવાળી;

કે વહાલા વિના આ શી દીવાળી, કે જમુના. ૧૨
કે રાધાના હાથ સોનાની ચુડી, કે રમતાં દીસે છે રૂડી;
દુઃખરે સર્વે ગયાં છે ખુટી, કે જમુના જાવા દો પાણી. ૧૩

## તુળશીના મહિના.

ધન ધન પાટણ ગામ;
ધન તુળશી તારૂં ઉત્તમ નામ, સાંભળો ગુણવંતા. ૧
અષાડે તુળશી રોપ રોપાવે;
દેવ દામોદરને નિદ્રા નવ આવે. સાંભળો. ૨
શ્રાવણે તુળશી દોદોરે પાને;
હરખ્યા શ્રી નારાયણ તુળશીને નામે. સાંભળો, ૩
ભાદરવે તુળશી લેહેરેરે જાય;
કંઠે શોવરાવે શ્રી જાદવરાય. સાંભળો. ૪
આસોએ આવ્યા તુળશી વળુદા;
દેવ દામોદરે ખોળામાં લીધા. સાંભળો. ૫
કારતકે તુળશી બાળકુંવારી;
લગ્ન નીરધારી પરણ્યા મોરારી. સાંભળો. ૬
માગશરે માહાવટડે ઠરીએ;
શીયાળે તુળશીની આણા કરીએ. સાંભળો. ૭
પોસ માસે પડયારે પોકાર;
તુળશી વિના સુનોરે સંસાર. સાંભળો. ૮
મહા મહીને શુધબુદ્ધ ન ભુલે;
તુળશી વિના ત્રીભોવન ડુલે. સાંભળો. ૯
ફાગણે ફાગ ખેલેરે ગોવિંદા;
પગરે પાવટડે હરી ભેવત અંદા ૧૦

ચઈતરે ચંત કરે હેંઢોળા;
હીચોળે હીંચે શ્રી કૃષ્ણ ગોરા. સાંભળો. ૧૧
વઇશાકે વનસ્પતી મોડી
ઓળેને ખોળે મેં રમત માંડી. સાંભળો. ૧૨
જેઠ માસે તુળશી કરમાયાં;
સોળસે ગોપીયો પાણીડાં ચાલ્યાં. સાંભળો. ૧૩
તુળશીને ક્યારે ઘીના દીવલડા;
હરી હરી કરતાં જાય એના જીવડા સાંભળો. ૧૪
હું તમને પુછું મારી તુળશીરે માતા;
કુણ તારી માતાને કુણ તારો પીતા. સાંભળો. ૧૫
ધરતી મારી માતાને આભ મારો પીતા;
દેવકી મારી સાસુ ને કૃષ્ણ ભરથાર. સાંભળો. ૧૬

## બહુચરાજીના. મહિના.

ચઈતર ચંત ઘણું બાધુ, નમી નમી બહુચર આરાધુ;
મન મારૂં ગોખે જઇ લાગ્યું, શેવોને શંકલપુર રાણી ૧
વૈશાખે વાવલીઆ વાયા, માજીના ઘટ તળે આવ્યા,
અંબાજીની મોટી છે માયા. શેવોને૦ ૨
જેઠે તો જુગતી છે સારી, હરીહર ભ્રમ થકી વારી;
ગોખ ઉપર જાઉં બલીહારી. શેવોને૦ ૩
અષાડે મેઘ ઘણા ગાજે, છત્ર શીર બહુચરને છાજે;
ચોઘડીયાં તો અદભૂત વાજે. શેવોને૦ ૪
શ્રાવણ સરવડીએ વરસ્યો, માજીને ભજશો તો તરશો;
નીકર તમે અથડાતાં મરશો. શેવોને૦ ૫
ભાદરવો ભલીપેરે ગાજ્યો, શેવકને સનમુખે થાજ્યો;

ખુડંતાં બાવલડી સાહાજ્યો. શેવોને૦ ૬
આસો માસે આવી દીવાળી, આવ્યાં છે અંબાને કાળી;
ગરબે રમો મોટાં મહાકાળી. શેવોને૦ ૭
કારતકે કોયલડી બોલે, ના આવે માજીને તોલે;
તે જોતાં ત્રીભોવન ડોલે. શેવોને૦ ૮
માગશર માનસરોવર નાહે, ચાચર આવી ગરબાતો ગાયે;
સેવકની મા કરજો સાહે. શેવોને૦ ૯
પોસે પ્રીત ઘણી ધારી, પાંડવ લીધા ઉગારી;
કૌરવ સરવ ગયા હારી. શેવોને૦ ૧૦
માહે તો મને નથી ગમતું, મન મારૂ રહે છે ભમતું;
મન મારૂ માજીમાં રમંતું શેવોને૦ ૧૧
ફાગણે ફર ફરતી હોળી, પેહેરયાં માએ ચરણાંને ચોળી;
કેસર બહુ છાંટયાં છે ઘોળી. શેવોને૦ ૧૨
બારે માસ પુરણ કીધા, દહીતને દંડ ભલા દીધા;
દેવતા સહુ ઉગારી લીધા શેવોને૦ ૧૩
આસો સુદ બીજ બુધવારે, બારે માસ થયા નીરધારે;
વલવની કરજો મા વારે. શેવોને૦ ૧૪

---

## થોભણદાસના મહિના.

કારતકે કોડામણીરે, શીળી પુનમ કેરો ચંદ વાલા;
રાધા કરે હરીની વિનતીરે, ચરણે રાખ ગોવિંદ વાલા. ૧
માગશર મેલી ગયારે, પેઉ ગયા પરદેશ વાલા;
ભર જોબનમાં ભામનીરે, અબળા બાળેવેશ વાલા. ૨
પોષ માસે પુછામણીરે, સાંભળ સઈયર વાત વાલા,

શ્રીકૃષ્ણ ચાલ્યા દ્વારકાંરે. સોળસેં ગોપીઓનો નાથ વાલા ૩
મહા મહીને મન માહરૂંરે, ચીતડું વ્યાકુળ થાય વાલા,
શમણાં લાગ્યાં શ્રી રામનારે, દીઠા જાદવરાય વાલા. ૪
ફાગણ માસે ફરકીયાંરે, બાગે છે તાલ મરદંગ વાલા;
મધુરીશી વગાડે વાલો વાંસળીરે, હોળી ખેલે ગોવિંદ વાલા.૫
ચઈતરે ચિંતામણીરે, નાખ્યો નવાલ હાર વાલા,
કોઇ લાવે પીઉની વધામણીરે, આપુ એકાવળ હાર વાલા.૬
વઈશાખે વન વેડીયાંરે, વેડી છે દાડમ દ્રાક્ષ વાલા,
કોયલડી ટઉકા કરેરે, સરવો લાગે એનો સાદ વાલા. ૭
જેઠ મહીનાનાં રણ તપેરે, જેવા ઉનાળાના તાપ વાલા,
લંકામાં જ્વાળા પરજળેરે, ઉભા રહો રઘુનાથ વાલા, ૮
અશાર માસ ભલે ઉલટયોરે, થાય વીજળીઓના વેગ વાલા
ભલીરે ઉલટી ભેની વાદળીરે, વંરશ્યા બારે મેઘ વાલા. ૯
શ્રાવણ વરસે સરવડીએરે, નદીએ નીરમળ નીર વાલા,
ભીંજે તે રાણી પદમણીરે, ભીંજાય દક્ષણી ચીર વાલા. ૧૦
ભાદરવો ભલે ગાજીઓરે, શીતર ચઢયાં શરીર લાલા,
ગોરાદે ભીંજાયાં ઘર આંગણેરે, પેઉડો ભીંજાય પરદેશવાલા૧૧
આસો માસે દીવાસડીરે, સુંદરી સજે શણગાર વાલા,
લલાવટ ટીલડી સોહામણીરે, કંઠે એકાવળ હાર વાલા.૧૨
બારે માસ પુરા થયારે, આવેલો અદક માસ વાલા,
ગાય શીખેને સાંભળેરે, વિનવે થોભણદાસ વાલા. ૧૩

---

## મા અંબાજીના મહિના.

કારતક માસે કરૂણા કરો મુજ માતરે    મા અંબાજી

અલબેલી અંબા સાંભળ મારી વાતરે મા અંબાજી ૧
વાત સાંભળીને સમરૂ શ્રીહરી નાથરે મા અંબાજી
તારા દરશનની મને મોટી અંબા આશરેમા અંબાજી ૨
માગશર માસે મન મળવા અકળાયરે મા અંબાજી
તારી ઇચ્છા કરતાં અંબા દીન વહી જાયરેમા અંબાજી ૩
દીન વહી જાયને આશ, મુજને મોટીરે મા અંબાજી
તારા રંગમંડપમાં હું નવ આવી લોટીરે મા અંબાજી ૪
પોશ માસે મુજને મળવા સોશરે મા અંબાજી
મુજ રાંક ઉપર શો ધરવો માજી રોશરે મા અંબાજી ૫
રોશ ન ધરીએ તમે દેવી છો દયાળરે મા અંબાજી
જેનુ નામ ધરાવે સેવકજન પ્રતીપાળરે મા અંબાજી ૬
મહા મહીને કાંઈ વરંત સાંભળાં તમારાંરે મા અંબાજી
મા શું જુઓ છો કુડાં કરમ અમારાંરે મા અંબાજી ૭
કુડાં કરમની કરણી છે મધ્યાનરે મા અંબાજી
તારા દરશનનું મને મોટું અંબા ધ્યાનરે મા અંબાજી ૮
ફાગણ માસે ફરી ફરી ઉલટે અંગરે મા અંબાજી
રંગ ભરયાં મનડાં નવ કરશો ભંગરે મા અંબાજી ૯
ભંગ ન કરશો તનડું અમારૂ તલખેરે મા અંબાજી
ચીત અમારૂ ચરણે આવી અટકેરે મા અંબાજી ૧૦
ચઇતર મહીને ચીંતા મુજને ઝાઝીરે મા અંબાજી
જનમ ધરી નવ નીરખ્યાં અંબા માજીરેમા અંબાજી ૧૧
નવ નિરખ્યાં મેં અંબા અકળ સ્વરૂપરે મા અંબાજી
મા વળતાં ક્યાંથી દેખીશ માનાં રૂપરે મા અંબાજી ૧૨
વઇશાખ મહીને વરસ જાય દેહ નાકીરે મા અંબાજી

મા હવે વળતી વેળા રહીછે માઠીરે; મા અંબાજી ૧૩
વેળા માઠી માથે મોટું દુખરે. મા અંબાજી
વળતી ક્યાંથી દેખોશ માનાં સુખરે મા અંબાજી ૧૪
જેઠ માસે મુજને તેડા ઠેઠરે મા અંબાજી
નહીં તેડા તો જીવણ જાશે વેઠરે મા અંબાજી ૧૫
વેઠ થાશેને મીથ્યા થાશે જ ... મા અંબાજી
ભાગ્ય નથી પણ ઓછાં મારાં કરમરે મા અંબાજી ૧૭
અષાડ માસે અટક ન ધરીએ માતરે મા અંબાજી
તારા દરશનને માટે તલશે મારૂં તનરે મા અંબાજી ૧૮
તન તલશે ને દયા ન આવે મારીરે મા અંબાજી
મા દયાળુ દીલથી શું મુકોછો કાઢીરે મા અંબાજી ૧૮
શ્રાવણ માસે સંઘ ભરાય બહુ ભારીરે મા અંબાજી
મા ઇછા હોય તે આવે તમારે પારેરે મા અંબાજી ૧૯
મા સંઘ ભરાયને સઉને ઇછા થાયરે મા અંબાજી
મા પાપી હોય તે નીશ્ચે પાવન થાયરે મા અંબાજી ૨૦
ભાદરવામાં સીદને મન ભમાવોરે મા અંબાજી
તારા દુર્લભ દરશન આપી તાપ સમાવોરે મા અંબાજી ૨૧
તાપ સમાવી શીતળ કરજો છાંકરે. મા અંબાજી
શીશ નમાવતાં પ્રાશ્ચીત પ્રલે થાયરે મા અંબાજી ૨૨
આસો માસે અરજ સાંભળો વેહેલીરે મા અંબાજી
મા આરાસુરમાં કરો આનંદની હેલીરે મા અંબાજી ૨૩
હેલી કરીને પુરો મનની આશરે મા અંબાજી
સેવકજનને તેડો તમારી પાસરે મા અંબાજી ૨૪
બારે માસ પુરણ કીધાં માતરે મા અંબાજી

મા વીશમપરી વીશ્વાશ ન કરશો ઘાતરે મા અંબાજી ૨૫
તેરમો મહીનો પુરૂશોતમ કહેવાયરે મા અંબાજી
મા હરીપ્રતાપે પુરશોતમ સહુ ગાયરે મા અંબાજી ૨૬
આરાસુરમાં નીત આનંદ થાયરે મા અંબાજી
કરજોડીને બાપુ સેવક ગાયરે મા અંબાજી ૨૭

## સીતાજીના મહીના.

સાખીઓ.

મારા શામ સુંદર શ્રી રામરે, કેને આસરે રહીએ;
મારા પદ પદ માની પ્રણામરે, લલના સંગ લઇએ.
ઘર બાહાર અલગ ઘનસ્યામરે, મારા સમ નવ જઈએ. ટેક.
કારતક કેમ કરી કાઢીએ, જુગ જેવી પળ જાય;
તાગથી જેમ તોડીએ, પણ મળવાને મન અકળાયરે. મા. ૧
જોબન દરીઆ સુધવે, પીયુ દેશાવર દુર;
અણજાણ્યા અનુભવી, તે શું નીરનું જાણે નુરરે. મારા. ૨
માગશર ઘેર વીજોગણી, પીયુ પરદેશ પ્રમાણ;
ખવાયે અળગું ખોળીયુ, જેના પરવશ પડીયા પ્રાણરે. મા. ૩
જળથી જુદી માછલી, રાખો કરી વીવેક;
વારૂ મારા વાલમા, એના પ્રાણ ન રહે પલ એકરે. મા. ૪
પોશે પ્રીતમ પ્રીતડી, વીરહ બાણ વા વહાય;
એ ઘાયલનો અંત નહી, એનું તન તરફડીયાં ખાયરે. મા. ૫
ખાવું પીવું ખેલવું, ઓઢણ પેહેરણ અંગ;
બોલવું ચાલવું બેસવું, એને પોઢવું ન ગમે પલંગ. મા. ૬
માઘે મન તલસે ઘણું, ઝુરે વીજોગણ નાર;

લક્ષ વીંછીની વેદના, ઉપજે ચીત્તમાં અનેક વિચારરે. મા. ૭
ફાગણ હોળી ફાલતી, ફાગ રમે સઉ કોય;
એક હોળી મારે આગણે, બીજી હૈયે હોળી મારે હોયરે. મા. ૮
ભીતરમાં ભડકા બળે, જન દેખે નહી ઝાળ;
વલખાંમારે વીખવીખે, જેને ડશીઓ વીરહવ્યાધીવ્યાળરે. મા. ૯
ચઇતર ચકોર ચીંતની, શશી વીદેશી શામ;
ભરજોબનમાં એકલી, એતો દાઝયા ઉપર જેમ ડામરે. મા. ૧૦
સુભાગીઆં જે સારસાં, સજોડ સ્નેહ સહીત;
કયમકરી વસીએ એકલા, રાણીજાયા જનમની એરીતરે. મા ૧૧
વા વાયા વઇશાખના, આંબે આવી સાખ;
ભોગી ભમે વીદેશમાં, થાય હ્રદય બળીબળી ખાખરે મા. ૧૨
મુગાને સ્વપનુ થયું, મનમાં રહી મુન્જાય;
પ્રીતીનું તો પારખુ, જે જીભે કહ્યું નહી જાયરે. મા. ૧૩
જેઠ તણાં તડકા પડે, લા'ય જેવી લુ વાય;
સુના મંદીર માળીયાં, સુની સેજડી ખાવા ધાયરે. મા. ૧૪
જાય ન રજની દીન જાતાં, રાત ગએ દીન ન જાય;
વીરહ દુખ માહાવેદના, એતે નજરે જોઇ કેમ જાયરે મા. ૧૫
અશાડ ઝબકે દામની, ઘન ગરજે નભમાંય;
બપઇયાં પીઉપીઉ કરે, સુણી વીરહણી વ્યાકુળ થાયરે મા. ૧૬
દેવ દાનવ પશુ પક્ષી માનવ તો કોણ માત્ર;
જીવતાં પ્રેત વીજોગીયુ, ગાળ વિરહ વીરહીજન ગાત્રરે મા ૧૭
શરાવણ વરશે શરવડે, નદીએ આવે નીર;
નીલી ભુમી ભાસે ભમી, ગાજે તરૂવર ઘોર ગંભીરરે; મા. ૧૮
ઘોર અંધારી રાતડી, ઝરમર વરસે મેહ;

આંખેથી આંસુ ઢળે, જેનો સ્વાગી ગયો તજી સ્નેહરે. મા. ૧૯
ભાદરવો ગાજે ભલો, રાજવી સઉ વધભોગ;
રંગમાં રઉરવ રોગ એ, જેને વહાલાનો થાય વીજોગરે. મા. ૨૦
ચંપા ચંબેલી મોગરા, નવપલ્લવ વન વહાય;
વીરહણી જાન જવાસીઓ, તેતો શોસે સુકાઇ જાયરે મા. ૨૧
આસો આવ્યાં નોરતાં, રંગે જમે નરનાર;
દીવસ દીવાળી દોહલા તેતો જાણે જગતકીરતાર મા. ૨૨
દંપતી અંગ ઉમંગમાં, ગાનતાન ગીત રંગ;
અંગરાગ ખદભુત યથા જયજયકાર જણાવે અનગરે. મા. ૨૩
મનમોહન અધીક માસથી, થાય પ્રભુ પરશન;
સંગ સીતા જેમ રાખીયાં, તેમ ટાળે વીરહ વ્યાધી દનરે મા૨૪



## લાલજીના મહીના.

લાલજી કારતક મહીને રથ જાદવરાયે જોતરયા,
ઓ લાલ વેહેલા આવજો હો લાલ. ૧
લાલજી માગશર મહીને મેલી મથુરાં ગયા,
ઓ લાલ વેહેલા આવજો હો લાલ. ૨
લાલજી પોષ મહીને પોપટ બેઠો પાંજરે,
ઓ લાલ વેહેલા આવજો હો લાલ. ૩
લાલજી માહા મહીનાની સેજલડી સુની પડી,
ઓ લાલ વેહેલા આવજો હો લાલ. ૪
લાલજી ફાગણ મહીને ઘેરે ઘેરૈયો ઘેરીઓ,
ઓ લાલ વેહેલા આવજો હો લાલ. ૫
લાલજી ચૈત્ર મહીને ચત્રુભૂજ ચાલ્યા ચાકરીએ,

ઓ લાલ વેહેલા આવજો હો લાલ. ૬
લાલજી વશાખ મહીને વાયે હિંડોળા ઝુલતા,
ઓ લાલ વેહેલા આવજો હો લાલ. ૭
લાલજી જેઠ મહીને જુગજીવન ઘેર આવીઆ,
ઓ લાલ વેહેલા આવજો હો લાલ. ૮
લાલજી આસાડ મહીને અબળાને સુખ આપજો,
ઓ લાલ વેહેલા આવજો હો લાલ. ૯
લાલજી શ્રાવણ મહીનો શરવડેથી વરસાઓ,
ઓ લાલ વેહેલા આવજો હો લાલ. ૧૦
લાલજી ભાદરવો તો ભલી પેરે ગાજીઓ,
ઓ લાલ વેહેલા આવજો હો લાલ. ૧૧
લાલજી આસો માસે દીવાળી ભલે આવીયાં,
ઓ લાલ વેહેલા આવજો હો લાલ. ૧૨
લાલજી ફુલવાડીમાં રંગી લાલમ લાકડાં,
ઓ લાલ વેહેલા આવજો હો લાલ. ૧૩
લાલજી તેનીરે ઘડાવું નવરંગ પાવડીઓ
ઓ લાલ વેહેલા આવજો હો લાલ. ૧૪
લાલજી પાવડીઓ પેહેરીને માહારે મોલે આવજો
ઓ લાલ વેહેલા આવજો હો લાલ. ૧૫
લાલજી પાવડીઓથી રડયા ખડયા તો ભલે પડયા,
ઓ લાલ વેહેલા આવજો હો લાલ. ૧૬
લાલજી બળતી ઝરતી બોલુંછું પણ ઘણી ખમા,
ઓ લાલ વેહેલા આવજો હો લાલ. ૧૭

# વઈરાગના મહીના.

કારતક આવ્યો એ સખી, સજીએ સોળ શણગાર.
ઓઢવાને નવરંગ ચુંદડી, કંઠે એકાવળ હાર.
કોઇ દેખાડો કાળા કાનને, આપું એકાવળ હાર;
હવે તો ઘરમા નથી ગોઠતું, જાણે લૌ વૈરાગ. ટેક.
માગસરે મેલી ગયા, મનમાં આણી ન મેર;
મેલી કરી મથુરાં ગયા કુબજા શું કીધી લેહેર. ૧
કો હરી કેમ રહુ એકલી, મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લૌ વૈરાગ. ૨
પોષ મહીનાની પુનમે, સમણાં લાગ્યા સાર;
સોળે સણગાર પ્રભુ મેં ધર્યા, ના આવ્યા દીન દયાળ. ૩
કો હરી કેમ રહુ એકલી, મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથો ગોઠતું, જાણે લૌ વૈરાગ. ૪
માહા મહીનાની સેજમાં, આવી વેરણ રાત;
હૈયડે મારા વિસરી, રમશું કેની સંગાથ. ૫
કો હરી કેમ રહુ એકલી મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લૌ વૈરાગ. ૬
ફાગણ ફુલો ફુલડે, વનમાં કેસર ઝાડ;
કસ્તુરીના છાંટણાં, ઉડે છે અબીલ ગુલાલ. ૭
કો હરી કેમ રહુ એકલી, મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લૌ વૈરાગ. ૮
ચૈત્ર ચંપો મોરીઓ, મોરી છે ડાડમ દ્રાખ;
કોયલડી ટૌકા કરે, ભમર કરે ગુંજાર. ૯
કો હરી કેમ રહુ એકલી, મારો શો અપરાધ;

હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લૌ વૈરાગ. ૧૦
વૈશાખે વાયાં વાદળા, તપે રાધાજીનું તન;
રાધા ઓલડા લેઇ રડયા, નથી બોલ્યાનું મન. ૧૧
કો હરી કેમ રહુ એકલી, મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લૌ વૈરાગ. ૧૨
જેઠ મહીને જદુરાયજી, છુટી રાધાજીની વેણ.
રાધા ઓલડા લઇ રહ્યા, નથી બોલ્યાનું મન. ૧૩
કો હરી કેમ રહુ એકલી મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લૌ વૈરાગ. ૧૪
અસાડ આવી ઉલટો, મેવલે માંડી છે મે'ર;
ગોરી પીજાય ઘર આંગણે, પેઉ પીજાય પરદેશ. ૧૫
કો હરી કેમ રહુ એકલી, મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતુ જાણે લૌ વૌરાગ. ૧૬
શ્રાવણ વરસો સરવડે, નદીએ નીરમળ નીર;
સુપનાંતરમાં દેખીઆ, હરી હળદરના વિર. ૧૭
કો હરી કેમ રહુ એકલી, મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લૌ વૈરાગ, ૧૮
ભાદરવો ભલે ગાજીઓ, ભલો વરસ્યો છે મેઘ;
વિજલડી ચમકા કરે, ચોદસ આવ્યા નીર. ૧૯
કો હરી કેમ રહુ એકલો, મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લૌ વૈરાગ. ૨૦
આસો માસો નવરાતડી, નવ દહાડા નવ રાત;
સૌ ગોપીઓ ટોળે મળી, માંડવલી મંગળ ગાય. ૨૧
કો હરી કેમ રહુ એકલી, મારો શો અપરાધ;
હવેતો ઘરમાં નથી ગોઠતું, જાણે લૌ વૈરાગ. ૨૨

# શ્રી રણછોડજી માહારાજનો ગરબો.

[અલબેલીરે અંબે માત જોવાને જઇએ એ રાગ.]

છોગાળા છબીલા છેલ રણછોડ રંગીલા;
કરી બોડાણાપર મેહેર હો મોરલીવાળા. ટેક.
અકળકળા અલબેલા તારી પાર ન પામે શેષરે;
વેદ વિચારી વિસ્મે પામ્યા સમજાયો નહી લેશ. રણ૦ ૧
મહા મોટમ મહારાજ તમારી મુખથી કેમ કહેવાયરે,
સમુદ્રમાંથી ચાંચ ભરે જેમ પક્ષીની તૃષા જાય રણ૦ ૨
મંદગતી માહારાજ મારી મલીન મારૂં મનરે,
શરણે રાખો સામળીયા મને જાણી તમારો જંન રણ૦ ૩
દ્વારકાંનાવાસી રાય રણછોડ તમારૂં નામરે,
ઘણી દયા ગુજરાત ઉપર કરી આવ્યા ડાકોર ગામ રણ૦ ૪
બોડાણાની ભકિત ભાળી ભુદરજી બલી તમનેરે,
અકળકળીઆ ધરણીધર દુલભ, છો અગમનીગમ. ર૦૫
ધન બોડાણા ધીરજ તારી, ધનધન તારી માતરે;
પાતળીઓ પોતાના કીધા હેતે લીધા હાથ. રણ૦ ૬
સીતેર વર્ષ તેં સેવા કરીને સામળીઓ સમજાવ્યારે,
ડાકોરથી તો દ્વારકાં માંહે વર્ષે બેત્રણ ફેરા ખાવા. રણ૦ ૭
કરમાં તુળશી વાવીને જઈ ચત્રુભુજને ચડાવીરે,
પ્રભુજીતો પ્રસન થયા ને દીલમાં દયા આવી. રણ૦ ૮
અલબેલો બોલ્યા એમ મુખથી બોડાણાની સાથરે;
એકાંતે આવીને કહ્યું તે કોઇએ ન જાણે વાત. રણ. ૯
ઘણા દીવસ તેં મારે કાજે મોટું કષ્ટ કીધુંરે;
વપુ તારૂં વૃધ થયું તે જોઇ મારૂં મન બીધું. રણ૦ ૧૦

તે માટે હું તારી સાથે આવું તારે ગામરે,
તારે ચરણે નથી ચલાતું તે માટે તજવું ધામ રણ૦ ૧૧
કહ્યું મારૂં માની કાલે જાતું ડાકોર ગામરે,
વેહેલ લાવ તું વાત ન ફુટે મનમાં રાખી હામ રણ૦ ૧૨
બોડાણો કહે બાપજી હું વેહેલ કયાંથી લાવું રે,
માહારે ઘેર તો નથી માહારાજા કેમ કરીને આવું રણ૦ ૧૩
મોહનજી કહે માગી લાવો જેવી તેવી વેહેલરે,
જાત જોયાનું કામ નથી બે જોડી લાવો બેલ. રણ૦ ૧૪
બોડાણાને વચનજ આપી વિદાય કીધો વળતીરે,
વનમાળી કહે તારે મારે વાત આવી છે મળતી રણ. ૧૫
વારૂ કહીને વિઠલજીને ચરણે પડયો કરજોડરે;
લજ્યા મારી લટકાળા તમો રાખજો શ્રી રણછોડ રણ. ૧૬
અતી આતુરતા અંગમાં ને આવ્યો ડાકોર ગામરે;
પાડોશીને પેરથ કહી મારે તમ સરખું છે કામ. રણ. ૧૭
ઉપકાર માનું તમ તણો જો આપો બળદને વેહેલરે;
જાવું દ્વારકામાં છેલો ફેરો ત્રીકમજીની ટેલ. રણ. ૧૮
પુરવાશી પાડોશી કહે ભાઇ જેવી તેવી મળશેરે;
જેમ તેમ કરીને જોડીજા ભાઇ ભાગ્ય તારૂં ફળશે રણ. ૧૯
એવું સાંભળી ઉઠયો પોતે વારૂ કહીને વેહેલ જોડીરે;
વેહેલ હંકારતાં વનમાળીના મંદીર પાછળ છોડી. રણ ૨૦
ગુગળી સહુકો હસવા લાગ્યા કૌતક સરખી વાતરે;
બોડાણો તો આણે આવ્યા લેઇ જવાને નાથ. રણ ૨૧
વેહેલને બે બળદ જોતાં હસે છે મુખ મોડરે;
આરે ભાઈ ભુતળમાં ન મળે આવી બીજી જોડ. રણ. ૨૨

બોડાણો કહે હસો ભાઈઓ હસવા સરખી વાતરે;
ઈશ્વર ઈચ્છા કોઇ નવ જાણે કેવો થશે પ્રભાત. રણ. ૨૩
સંધ્યા થઈને સેન કરાવ્યું રણછોડને રંગભેરરે;
અડધી રાતે ઉઠયા પોતે પ્રિતમે કરી પેર. રણ. ૨૪
તાળાં તોડયાં ભુંગળ ભાંગી આવ્યા મંદીર બાહારરે;
બોડાણાની પાસે આવી પ્રેમે કર્યો પોકાર. રણ. ૨૫
જાગ જાગ તું ઝટપટ કરીને વિઠ્ઠલ કહે વેલ જોડરે;
બોડાણો ઝબકીને જાગ્યો દીઠા શ્રી રણછોડ. રણ. ૨૬
ગદગદ કંઠે ગળગળુ બોલે થરથર ધ્રુજે અંગરે;
ગોવિંદજી હવે શી ગત થાશે તમો રાખજો રંગ. રણ ૨૭
બળદ તો બેસીને ઉઠે ચાલે નહી લગારરે,
પ્રાત:સમે તો પકડશે મુને મારશે બહુ માર. રણ. ૨૮
જગજીવન કહે જેમ તેમ કરી તું ઝાંપા સુધી કાહાડરે,
હાંકીશ હું પછી હેત કરીને માનીશ તારો પાડ. રણ. ૨૯
જેમ તેમ કરતાં ઝાંપા સુધી પાછલી રાતે પહોંચ્યારે,
રાશ પરોણો પોતે લીધો બોડાણો માંહે સુતા. રણ. ૩૦
વેગે વેહેલ ઉરાડી પોતે અંત્રીક્ષથી અલબેલેરે,
ઉમરેઠને ડાકોરની વચ્ચે આણીને તો મેલે. રણ. ૩૧
બોડાણાને કહે જગજીવન જાગી જોને વાટરે;
પ્રાત:થયો ઉઠ આળસ મેલી જો આવ્યો કંઇ ઘાટ. રણ. ૩૨
આંખ ઉઘાડી ઉંચુ જોયું બોડાણે તેણીવારરે,
સામળીઆ સીમાડો મારા ગામ તણો નીરધાર. રણ. ૩૩
અલબેલો ઉતરીઆ હેઠે લીંબ તળે લટકાળોરે;
વિસરામ કીધો વાલાજીએ થંભીને થાક ટાળ્યો. રણ. ૩૪

લિંબડાનું લટકાળા તમે એક ડાળ કીધું મીઠું રે;
કર અડકાડી કડવાસ કાઢી તે સહુએ નજરે દીઠું રણુ૩૫
પાતળીએ ત્યાં પગલાં પાડયા, પોતાના સાક્ષાતરે;
અદ્યાપી એધાણી તેની સર્વે જાણે વાત. રણુ. ૩૬
એમ કહી અલબેલો આવ્યા, દડબડ ડાકોર ગામરે;
બોડાણા પ્રત્યે એમજ બોલ્યા, મને રેહેવાનો કર ઠામ. ૩૭
ધરણીધર કહે ધામ તજ્યું મેં તે શેઠીઓએ જાણ્યુરે;
મંદીરમાં મુજને નહી દેખે જ્યારે તાસે વાંણું. રણુ. ૩૮
ધસમસ કરતા ધાઇ આવશે ગુગળી ધરવાળારે;
શામળીઓ કહે મુજને સંતાડી તું ઝાલી બેશને માળા ૩૯
ગોમતીમાં ગોવીંદજી પેઠા વાવ્યમાં વનમાળીરે.
ગાળો દેતા ગુગળી આવ્યા, થોડે દીવસે ચાલી. રણુ ૪૦
બોડાણાને બાંધી લાવો ગુગળી એમ બોલ્યારે;
બોડાણો ગોરસ લઈ મળવા ગયા સહુના પેહેલા. રણુ. ૪૧
આવતામાં આંખ ચડાવી ગુગળીયો વિકાળરે;
ચોર તું કેમ ચોરી લાવ્યો ભૂધરજી ભુપાળ. રણુ. ૪૨
બોલ બોલ કહી બરછી મારી મુર્છાગત ત્યાં પાડયોરે;
અંગીકાર કરી અલબેલે હરીએ દીસે ખાડો. રણુ. ૪૩
ગોમતીમાં રૂધીર થયું તે જાહેર જુગમોઝારરે;
એ એધાણે અલબેલોજી શોધિ કહાડયા નીર બહાર. ૪૪
બે વચને ત્યાં બળવંત બોલ્યા, હું હવે નહિ ત્યાં આવુંરે
મુજ બરાબર સોનું લેઇને કરો તમે મન ભાવ્યું, રણુ. ૪૫
લાલચમાં લપટાયા સર્વે લોભમાં લેવાયારે;
સરકાર સર્વે પંચ મળીને તાસ તીરે લાવ્યા. રણુ. ૪૬

સામા સામી લખ્યું લેઇને બોડાણો એમ બોલ્યોરે;
એકાંતે અલબેલા સાથે પ્રિતે પડદો ખોલ્યો. રણ. ૪૭
માહારાજ મુજ પાસે નથી વાલ કેરી વીંટીરે;
સોનું જોઇએ શામ બરાબર ચિતમાં ચીંતા પેઠી. રણ. ૪૮
ગોવીંદજી કહે ઘેર જઇને ગંગાબાઇને પુછોરે;
સવા વાલની વાળી છે તે લાવો કયાં તમે ધુજો. રણ. ૪૯
ઘેર આવીને ગંગાબાઇને વાત કહી બિસ્તારીરે;
વાળી લઇ વનમાળી તેડે, ગોવિંદની ગત ન્યારી. રણ. ૫૦
તરત લઇને તીરે આવ્યાં વાળી રાખી પાસરે;
લજ્યા રાખજો લટકાળા હું ચર્ણ કમળની દાસ રણ. ૫૧
વડની ડાળે ત્રાસ બાંધ્યો, ત્રીકમજીને તોળ્યારે;
વાળિ નમિને વાલમ કશ્યા પછે જેજે સહુકો બોલ્યા. ૫૨
ઝાંખા થઇને જગજીવનને ગુગળી ગાળો દેછેરે;
કાળા તુજમાં કપટ ભર્યું છે, જુઠ ઝાઝેરી રહેછે. રણ. ૫૩
બાળપણે તેં મામો માર્યો, મથુરાં નગરી માંહ્યરે;
આજ લગી અમને અથડાવ્યા, હવે જઇએ કયાંય. રણ. ૫૪
પ્રભુ કહે પાછા ફરી જાઓ, દ્વારકાં મોજારરે;
સ્વરૂપ મારૂં સેવંત્રીમાં છે તે કાહાડજો બાહાર. રણ. ૫૫
નીરાશ થઇ નિસાસો મુકી ગુગળી ઘેર પધાર્યારે;
સેવંત્રીમાં જઇને જોયું, પ્રભુ ત્યાંય સધાર્યા. રણ. ૫૬
સંવત બારને બારમાં પ્રભુ બાકી કશી ન રાખીરે;
દયા કરી ડાકોરમાં આવ્યા, તે સરવે પુરે શાખી. રણ. ૫૭
વરસ પાંચસે અગનોતેર સુધી, અલબેલે એમ કીધુંરે;
ત્યંય લગી તો ગોમતિતીરે સહુને દરશન દીધું. રણ. ૫૮

અભેરાંગ એક રાજા આવ્યો, મારવાડથી મોટારે;
પીક્ષાજી શું પરપંચ કીધો, મનમાં મેલ છે ખોટો. ર. ૫૯
તેણે મન માન્યું મોહનજીનું, મંદીર તો આદરવું રે;
જગજીવનને જોગ મેળવવો, પરમેશ્વરનું કરવું. રણ. ૬૦
કારજ કીધું જાણી વજીર, રતનશીંગને તેડે રે;
મોહનજીનું મંદિર મોટું, કરવું દિવશ થોડે. રણ. ૬૧
મંદીર કરીને માહારાજાને, પધરાવ્યા ત્યાંથી પ્રીતેરે;
સંવત સત્તર એકાશીમાં, રંગીલો રંગ રીતે. રણ. ૬૨
માણકઠારીએ મેળો કીધો, મોહનને મન ભાવેરે;
વૈષ્ણવ વાજીંત્ર લેઇને, સર્વે સમાજે આવે. રણ. ૬૩
મોટું માતમ જાણીને, જન સર્વે દરશન આવેરે;
ભેટ સામગ્રી શણગાર સારા, શામળીયાને લાવે. રણ. ૬૪
મેળો મહાભારત થયો, તે મંદીરમાં ન માયરે;
જગજીવનને જોવાને તો, જન ઘણા ત્યાં જાય. રણ. ૬૫
ત્યારે માહારાજે મનસુબો કીધો, મંદીર મોટું કીજેરે;
ઉંચે આસન અમો બેસીને, દરશન સૌને દીજે. રણ. ૬૬
ત્રાંબેકરને તરત કહ્યું, તે ક્ષણું ન લાગી વારરે;
ડાકોર મધ્યે દોડી આવ્યો, પુનાનો રેહેનાર. રણ. ૬૭
આવીને અલબેલા કેરૂં, આરંભ્યું મંદીરરે;
સલાટ સારા સોધી કહેછે, વેગે કરજો વીર. રણ. ૬૮
કામ કરતાં કસર ન કરશો, પૈસો પુરો પાડું રે;
ધન્ય તો ધરણીધરનું સર્વે, શ્વાન મુશતક ગાડું. રણ. ૬૯
પાયામાં તો પથ્થર પુર્યા, સીસુ ઢોળ્યું સારરે;
મોહનજીનું મંદીર કીધું, શોભાનો નહી પાર. રણ. ૭૦

માહારાજનું મંદીર થયું. ત્રીજે વર્ષે તૈયારરે;
પ્રભુજીને પધરાવા તણો, કીધો છે નિરધાર. રણુ. ૭૧
સરવે મળીને શામળીયાની, પાસે આવ્યા પ્રીતેરે;
મહુરત જોવા મોટા જોશી, તેડાવ્યા રંગ રીતે. રણુ. ૭૨
મહુરત જોઇને જોશી કેહેછે, મંદીરમાં પધરાવોરે;
મોટું મહુરત આજ દહાડો, ફરી ન આવે આવો. રણુ. ૭૩
અલબેલાને ઉંચકે, પણ ખસે નહી તલમાત્રરે;
વિચારી સહુ વિસ્મે પામ્યાં, ગળીયાં સહુનાં ગાત્ર. રણુ. ૭૪
શું થાશે શામળીયા મોટું, મંદીર મિથ્યા થાશેરે;
તાંબેકર કહે ટેક રાખજો, લજ્જા મારી જાસે. રણુ. ૭૫
પુન્યદાન બહુ પેરે કીધાં, પાતળીયો પધરાવારે;
તોયે પણ મોહન નવ માને, મોટે મંદીર જાવા. રણુ. ૭૬
સાંજ પડીને સૌકો થાકયા, કોઈને ન સુજે વાતરે;
અલબેલાને એમ ગમ્યું નહિ, હેઠા પડિયા હાથ. રણુ. ૭૭
પ્રભૂએ પ્રેર્યો પુરવાશી કોઈ, બોલ્યો આવી વાતરે;
જુગજીવનને જોઇએ ભાઇયો, બોડાણાની જાત. રણુ. ૭૮
તેના કુળમાં કોઈ હોય તો અલબેલોજી ઉઠેરે;
ખોળ કરીને ખબર મંગાવો, તો ત્રીકમજી ત્રુઠે. રણુ. ૭૯
શોધ કરીને શોધી કાહાડયો, કુળ મધ્યેથી કોઇરે;
જોતામાં જુગજીવન કેરૂં મન રહ્યું છે મોહી. રણુ. ૮૦
અલબેલાને અંગે અડકયા, સંગે સઘળો સાથરે;
અંત્રીક્ષ ઉઠયા અલબેલો તે કોઈ ન જાણે વાત. રણુ. ૮૧
પ્રીત કરી પાતળિયો લેઈને મોટે મંદીર આવ્યારે;
સીંઘાસન ઉપર સાંમળિયો, હરજી હેતે માલ્યા; રણુ. ૮૨

સંવત અઢારસે અઠાવીસે, પ્રીત કરી પધાર્યારે;
સહુને સુખ આપ્યું સામળિયે, અંગે રંગ વધાર્યા. રણુ. ૮૩
બોડાણાનું બ્રદ જણાવા, વંશ બોળાવ્યો વાલેરે;
ત્રાંબેકર તેને તેડીને, સરપાવ સારા આલે. રણુ. ૮૪
ડાકોર કીધું દ્વારકાં તે ત્રીકમજી તતકાળરે;
લવલવ મારી લેખે ગણજો, તમો પીતા હું બાળ. રણુ. ૮૫
સીંઘાસનની શોભા સારી, આરસનું મહી કામરે;
મધ્યે મોહન તમો બીરાજો, જોવા સરખું ધામ. રણુ. ૮૬
ચરણકમળનું ચીતવન કરતાં, ચીંત્યા ચીતા ઓલાયરે;
નેપુર ઝાંઝર ઘુઘરીઓ અલબેલા લેવું બલાય. રણુ. ૮૭
પીતાંબર પીળુ છે તેની કસબની છે કોરરે;
જડીત કંદોરો જોડે શોભે ઘુઘરીનો ઘંનઘોર. રણુ. ૮૮
કસબી વાઘો કનક સરીખો, પટકો પીળો શોભેરે;
લે'ર કશબનને છેડા ઉપર, અલબેલાને ઓપે. રણુ. ૮૯
ચારે હાથે ચતુર્ભૂજને, કડાં ચુનીઓવાળાંરે;
સાંકળી સંગે સારી શોભે બાજુબંધ નખરાળાં. રણુ. ૯૦
આંગળીએ અંગુઠી ઉજવળ, વેઢ અને વળી વીંટીરે;
પહોંચી સાંકળા પાતળિયાને, મુખમાં મોરલી મીઠી. રણુ. ૯૧
મોતી માળા ત્રણુ ત્રેવડી, અલબેલાને ઓપેરે;
મોહનમાળા મોટી માંહે, ચરણે જઈ ને ચોપે. રણુ. ૯૨
સોનાની શાંકળીયે દોરો, ડુગડુગીઓ માંહી ઝળકેરે;
શંખ ગદા પદ્મને ચક્ર, ચારે હાથે ચળકે. રણુ. ૯૩
ગળુબંધ ગળામાં સોહીયે, કાને કુંડળ મોતીરે;
જડાવનું તીલક જદુવરને, અખંડ જ્યોત ઉદ્દોતી. રણુ. ૯૪

મુગટ મનોહર માહારાજાનો, જુગમાં ન મળે જોડોરે;
મધ્યે ચુનીયો ચળકે ઝાઝી, કલંકીનો તોરો. રણુ. ૯૫
અદ્દભુતરૂપ અકલમાં નાવે, એક રશનાશું ભાખુંરે;
અપાર એનો પાર નથી, હું કેમ કરીને ઝાંખુ. રણુ. ૯૬
જેને જેવો જોઇયે, તેને તેવો અલબેલોરે;
ગવાય તેમ ગુણ એના ગાજો, રખે મુળગો મેલો. રણુ. ૯૭
ધન બોડાણા ધારજ તારી, બળવંતને તે બાંધ્યોરે;
જોગી મુનીને જે છે દુર્લભ, તે પ્રભુ તુજને લાધ્યો. રણુ. ૯૮
દાસરામાં ઠીક નીકળ્યો, પ્રગણામાં પ્રીતેરે;
દુનિઆમાં તેં ડંકો કીધો, ડાકોર રહે રંગ રીતે. રણુ. ૯૯
ચાર જુગમાં જાણ થયો, તું બોડાણો બલોહારીરે;
તન મન ધન તે ત્રીકમ ઉપર, સરવે નાંખ્યું વારી. રણુ. ૧૦૦
અલબેલાને અરજ અમારી, એકાંતે તમે કહેજોરે;
અવગુણનોતો આંક નથી, તમે શામળીયાજી સેહેજો. ર. ૧૦૧
જો મોહન મનમાં નણો તો, જુગમાં ન મળે જોડરે;
ત્રાહ ત્રાહ શરણાંગત રાખો, રંગીલા રણછોડ. રણુ. ૧૦૨
જેજે અવગુણ જોશો તે પ્રભુ, મુજમાં ભર્યા ભરપુરરે;
આળ કરો તો ઉડી જાતું, જેમ આકડાનું તુર. રણુ. ૧૦૩
શામળિયા તમો સામુ જુઓ, સ્નેહ ધરીને શામરે;
મન ફેરવો મોહનજી મારૂં, રોજે થાએ કામ. રણુ. ૧૦૪
ચરણ કમળમાં ચીતડું મારૂં, તાણીને તમો રાખોરે;
ધણી થઇ ગીરધારી મુજને, તરછોડી ના નાંખો. રણુ. ૧૦૫
બે કરજોડી ચરણે લાગુ, સો સો કરૂ સલામરે;
રણછોડને તમે રાખો રસિયા, ખાનાજાત ગુલામ. રણુ ૧૦૬

રાય રણછોડનો ગરબો, જે કોઈ ગાશે પુરણ પ્રીતેરે;
તે ઉપર રીઝે રંગીલો, રસબસ થઈ રંગ રીતે. રણ. ૧૦૭
સહુ મળીને સાંભળજો ભાઇ, કહુછું વારમવારરે;
ભુલ્યું ચુકયુ માફ કરજો, કરતા છે કીરતાર. રણ. ૧૦૮
સંવત અઢાર અગનોતેરો, આઠમ આશો માસરે;
કૃશ્નપક્ષને રવીવારે, ગુણ ગાયછે રણછોડદાસ. રણ. ૧૦૯

## નરસિંહજી માહારાજનો ગરબો રાગ ઉપરનો.

ગણપતી સરસ્વતીને સમરૂ, બેઉ રહુ કરજોડરે;
નરસિંહજીનો ગરબો ગાતાં, કોઇમાં દેશો ખોડ. નરહરીલટકાળા
ધણી મેહેર કરો માહારાજ, ગુણનીધી છોગાળા. ટેક ૧
લ્હારીપુરે દરવાજે જાતાં, જમણા હાંથની ઓળરે;
રાજ રાજેસ્વર શીવજીના સામી, નરસિંહની પોળ. નર. ૨
શેહેર તણી તે શી કહુ શોભા, વર્ણ વસે છે અઢારરે;
નરસિંહજીના રાજમાં, કોઇને દુઃખ નહી તલભાર. નર. ૩
કોશીવાણીયા નાણાવટીને, ગાંધી રાચેયા સારરે;
બેઉ ઓળમાં બહુ છે વસ્તી, ચુડગરને કંસાર. નર. ૪
પુર્વ દીશાએ અષ્ટ ભુજાને, ઉત્તર બહુચર ગાજેરે;
પશ્ચિમમાં તો પીર વશે છે, દક્ષિણ હનુમંત બીરાજે. નર. ૫
ચાર દીશાએ જબરી ચોકી, બીજા દેવ અપારરે;
શેહેર વચ્ચે નરસિંહજી ગાજે, સૌ શત્રુનો ભાર. નર. ૬
સિંઘાસન આસન ઉપર, અલબેલો બીરાજેરે;
મંદીરની તે શી કહુ શોભા, નીત્ય ચોઘડીયાં વાજે. નર. ૭
પિતાંબર જરકશીના વાઘા, પાઘ કલંકી પટકોરે;

મોરમુગટને કાને કુંડળ, જોઈ ચિતમાં લાગે ચટકો. નર. ૮
હીમ હીરાને માણેક મોતી, શોભાનો નહી પારરે;
આભુષણની શોભા દેખી, મન કરે વિચાર. નર. ૯
નીતનીત શોભા નૌતમ દીસે; જોતાં પોંહોચે આશરે;
જમણે હાથે ઝોત દીવાની, અખંડ બારે માસ. નર. ૧૦
નરસિંહજીની નીતી કહીયે, ત્રણ લોકથી ઝાઝીરે;
ઘીનાં ટાંકાં ઘેર ભર્યા પણ, નરસિંહ લોટપર રાજી. નર. ૧૧
સમે આરતી શોભે કેવી, આનંદ સરખું થાયરે;
ઘંટને ઘડીયાળો વાગે, ગાન ગુણીજન ગાય. નર. ૧૨
દસરાને દીવસે વાલો, અંબાડીમાં બીરાજેરે;
અઘ્રાવતની શોભા દેખી, કામ કોટીક તો લાજે. નર. ૧૩
આઠમ ચઉદશ દીવાળીયે, આનંદ ઓછવ થાયરે;
શ્રાવણ માસની શું કહું શોભા, એન વરણવી જાય. નર. ૧૪
શ્રાવણ વદી ત્રીજને દાહાડે, કાજળીનો મહીમાયરે;
પાછલી રાતે હીંડોળાના, ઘુઘરા છુટી જાય. નર. ૧૫
કારતક માસની શોભા કહીએ, પ્રભુનું લગ્નજ થાયરે;
શુદ ચઉદશની દીવીયો જોતાં, ગાત્ર નરમ થઈ જાય. નર. ૧૬
ચઉદશની તો દીવીયોને પુનમનો વરઘેડોરે;
તુળશી વાડીયે દરશન કરવા, સજન સહુકો દોડે. નર. ૧૭
ચારે પાસે ચમર ઢળેને, બહુ બોલે છડીદારરે;
ખમા ખમા સહુ મુખથી કેહેછે, શોભાનો નહી પાર. નર. ૧૮
ઇંદ્રાદિકને નારદ સરવે, અંત્રીક્ષ જોવા આવેરે;
ધંન બાણુભાઇ ભાગ્ય તારૂં, નિત્યે લાડ લડાવે. નર. ૧૯
ધંન તાત ધંન માતા તારી, ધંન તારો અવતારરે;

નિત્ય પ્રભુને લાડ લડાવે, ભાગ્ય તણો નહી પાર. નર. ૨૦
પરણાવીને પાછા વળ્યાને, આવ્યા રાજ અવાસરે;
તરેહ તરેહની આતસબાજી, ઉડે પ્રભુની પાસ. નર. ૨૧
ત્યાંથી પ્રભુ આગળ પધાર્યા, આવ્યા મંદીર મોઝારરે;
દેવ સર્વ વિમાને બેશી, કરે પુષ્પવૃષ્ટી અપાર. નર. ૨૨
મંદીર સામી શોભા કેવી, દીપમાળની શોભેરે;
પોળ મધે મદનમોહનજી, જોઇ દરશનને મન લોભે;નર. ૨૩
દયા કરીને દરશન દેજો અંગમાં ઉલટ આણીરે.
કષ્ટ મારાં સહુ કાપી નાંખો, દાસ પોતાનો જાણી; ન.૨૪
રંક ઉપરતો રીસ ન કરવી, મેહેર કરો માહારાજરે;
ગાંડો ઘેલો દાસ તમારો, બાંયગ્રહ્યાની લાજ. નર. ૨૫
નરસિંહજીનો ગરબો ગાયો, સુણજો સહુ નરનારરે;
બેઉ કરજોડી શીવલાલ કહે, પ્રભુ ઉતારો ભવપાર. નર. ૨૬



## શ્રીકૃષ્ણના દશ અવતારનો ગરબો.

મારા કૃષ્ણજીરે લોલ કૃષ્ણજીતે કંઠ કેરૂ ઘુમણુંરે લોલ;
હરી હૈયા કેરો હાર મારા વાલારે કૃષ્ણજી વગાડે રૂડી
વાંસળીરે લોલ. ટેક

મારા કૃષ્ણજીરેલોલ પેહેલેને રૂપે કાંનજીરે લોલ;
ધર્યો મચ્છતણો અવતાર મારાવાલારે. મચ્છે સમુદ્ર ગોળિયોરે
લોલ. માર્યો સંખાતેસુર દૈત મારાવાલારે. કૃષ્ણજી. ૧
મારા કૃષ્ણજીરે લોલ બીજે તે રૂપે કાંનજીરે લોલ;
ધર્યો કચ્છ તણો અવતાર મારા વાલારે.
કચ્છે સમુદ્ર મથન કર્યોરે લોલ મેરૂનો રવૈયો મારાવાલારે

સમુદ્રની ગોળી કરીરે લોલ ઘુમે ગોપીનો નાથ મારાવાલારે
શેષનાગનાં નેત્રા કર્યાંરે લોલ કાહાડયાં તે ચઉદ રતન મારા
વાલારે. કૃષ્ણજી. ૨

મારા કૃષ્ણજીરે લોલ, ત્રીજેને રૂપે કાનજીરે લોલ;
ધર્યો વાહ તણો અવતાર મારા વાલારે.
પૃથ્વી તે દાંડ ઉપર ધરીરે લોલ બેઠાતે ચંપ પતાળ મારા
વાલારે. કૃષ્ણજી. ૩

મારા કૃષ્ણજીરે લોલ, ચોથેને રૂપે કાનજીરે લોલ.
ધર્યો ન્રસિંહ તણો અવતાર, મારા વાલારે;
સ્થંભ ફોડીને પ્રગટ થયારે લોલ માર્યો હીરણ્યા તે કસ્પ;
દૈત મારા વાલારે, ઉગાર્યો પ્રહેલાદ ભકતનેરે લોલ.
હેડા ભગતવછળ છો નાથ મારા વાલારે. કૃષ્ણજી. ૪
મારા કૃષ્ણજીરે લોલ પાંચમેને રૂપે કાનજીરે લોલ.
ધર્યો વામણ તણો અવતાર મારા વાલારે.
ત્રણ ડગલાં પૃથ્વી ભરીરે લોલ, બળી ચાંપ્યો પાતાળ મારા
વાલારે. કૃષ્ણજી ૫

મારા કૃષ્ણજીરે લોલ છઠેને રૂપે કાનજીરે લોલ;
ધર્યો ફરશુરામનો અવતાર મારા વાલારે, ફરશી તે લીધી
હાથમાંરે લોલ, છેદયાં ક્ષત્રીગોનાં શીશ. મારા વાલારે. જ-
નુનીને હાથે હણીરે લોલ, વાળ્યાં પીતાનાં વેર મારા વાલારે
કૃષ્ણજી. ૬

મારા કૃષ્ણજીરે લોલ સાતમેને રૂપે કાનજીરે લોલ;
ધર્યો રામચંદ્રનો અવતાર. મારા વાલારે સીતા લેઈ વન
નીસર્યારે લોલ, શેતુ બાંધ્યો છે પહાણ મારા વાલારે, રણ-

માંતે રાવણ રોળીયોરે લોલ, આપ્યાં વીભીષણ રાજ મારા
વાલારે. કૃષ્ણજી. ૭

મારા કૃષ્ણજીરે લોલ આઠમેને રૂપે કાહાનજીરે લોલ.
ધર્યો કૃષ્ણ તણો અવતાર મારા વાલારે, મથુરામાં હરી પ્ર-
ગટિયારે લોલ, ગોકુળ કીધો છે વાસ મારા વાલારે. માર્યો તે
મામા કંસનેરે લોલ, ગોપી લડાવ્યાં લાડ મારા વાલારે માત
પીતા છોડાવીયારે લોલ, આપ્યું ઉગ્રસેનને રાજ, મારા
વાલારે કૃષ્ણજી. ૮

મારા કૃષ્ણજીરે લોલ, નવમેનેરૂપે કાનજીરે લોલ, ધર્યો બુદ્ધ
તણો અવતાર મારા વાલારે; જાપ માળા કરમાં ધરીરે
લોલ. લીધું તે મુનીવ્રત મારાવાલારે. કૃષ્ણજી. ૯

મારા કૃષ્ણજીરે લોલ દશમેને રૂપે કાનજીરે લોલ; ધર્યો
કલંકી અવતાર મારા વાલારે. ત્રણ પગલે ઘોડો હીંડેરે
લોલ, પૃથ્વીતો રસાતાળ મારા વાલારે. કૃષ્ણજી. ૧૦

મારા કૃષ્ણજીરે લોલ, ગાય શીખેને સાંભળેરે લોલ. પામે
તે વૈકુંઠ વાસ મારા વાલારે મેહેતોતે નરસૈ વીનવેરે લોલ
રાખો ચરણ કમળની પાસ મારા વાલારે. કૃષ્ણજી. ૧૧

---

## સીતાની કાંચળીનો ગરબો.

(પરમેશ્વરીને પાએ પડી હો બહુચરી કહું કળીજુગના કર્મ. એ રાગ)

કૈકૈ ક્રોધમાં બોલીયાં હો બહુચરી, રામ લક્ષમણ વન જાય.
પેહેલું તે વન રામે મેલીયું હો બહુચરી, બીજે તે વન ચાલ્યાજાય ૧
ત્રીજે તે વન મઢી વાળીયાં હો બહુચરી, સીતાએ રોપ્યાં વૃક્ષ;
અમરોને ડમરો રોપીઓ હો બહુચરી, રોપ્યાં છે દાડમ દ્રાક્ષ. ૨

રાજા રાવણનો મરગલો હો બહુચરી, વનફળ ચરીચરી જાય;
ચરતાં સિતાએ ભાળીયો હો બહુચરી, કાંચલડી સીવડાય. ૩
સાવ સોનાનો કંચવો હો બહુચરી, ચામડામે શો સાર;
નહી કાકાના કટમમાં હો બહુચરી, નહી મામાને મોસાળ. ૪
નહી મઇયરમાં બંધવો હો બહુચરી, કોને ચડાવું પહાડ;
સીતા મહીયરના પાતળાં હો બહુચરી, કોણ લડાવે લાડ. ૫
સીતાના બોલ રામે સાંભળ્યા હો બહુચરી, ધનુષ્ય લીધું હાથ;
પેહેલું તે બાણ રામે ફેંકીયુ હો બહુચરી, જઈ પડયું દરીયાસાથ. ૬
બીજે તે બાણે મૃગ મારીયો હો બહુચરી, ધાજો હો લક્ષમણ વીર
સીતા કહે જાઓ દીએર હો બહુચરી, હણ્યા તમારા વીર. ૭
ઘેલી સીતા ઘેલું ન બોલીયે હો બહુચરી, રામ હણ્યા કેમ જાય;
આણો આપીછે શ્રી રામની હો બહુચરી, લક્ષ્મણ વાંસે ધાય. ૮
રાવણ આવ્યો જોગી વેશથી હો બહુચરી, ભીક્ષા દો સીતામાય;
આંણો આપીછે શ્રી રામની હો બહુચરી, ભીક્ષા આપી નવ જાય. ૯
એક પગ મુકો આણમાં હો બહુચરી, બીજો તે આણ્યો બહાર;
ખાંધે મુકીને રાવણ ચાલીયો હો બહુચરી, હરી છે સીતા નાર. ૧૦
મ્રગ મારીને રામ લાવીયા હો બહુચરી, નાંખ્યો મડીની બહાર;
સુનાં મંદીર દીશે માળીયાં હો બહુચરી, કયાં ગઇ સીતાનાર. ૧૧
રામ રૂવે લક્ષમણ રીઝવે હો બહુચરી, ઘેલા ન રોશો રામ;
સિતા સરીખી પરણાવીશું હો બહુચરી, સીતા ધરાવીશું નામ ૧૨
જળજળ કમળ ના નીપજે હો બહુચરી, વનવન અગર ના હોય;
ઘેરઘેર સીતા ના નિપજે હો બહુચરી, બંધવ વિચારી જોય. ૧૩
રામે તે પાનબીડાં ફેરવ્યાં હો બહુચરી, કોઇ છે બળીયો જોધ;
બીડું જીતે હનુવો જતી હો બહુચરી, લાવું સીતાની શોધ. ૧૪

હાગ થકી ઉપડયો થેકડે હો બહુચરી ગયો લંકામોઝાર;
જોયાં ચોરાશી ચૌટડાં હો બહુચરી, જોઇ જોઇતે બાવન બજાર ૧૫
જોયાં મંદીર જોયાં માળીયાં હો બહુચરી, જોયું રાવણનું રાજ;
કંઇ સીતા દીઠા નહી હો બહુચરી, ગયો પાણીયારીને ઘાટ. ૧૬
બાઇ પાણીઆરી તને વીનવું હો બહુચરી, કયાં છે સીતા માય
અશોક વાડીને ઝાડવે હો બહુચરી, ત્યાં સે નવ તું જાય. ૧૭
ત્યાં થકી હનુમંત થેકીયો હો બહુચરી, આસો પાલવને ડાળ.
પડતી મેહેલી પવિત્રી હો બહુચરી, લીધી તે સીતાનાર. ૧૮
મુદ્રીકા મારા રામની હો બહુચરી, કયાંથી લાવ્યો હનુમાન.
કોણે જોવા તને મોકલ્યો હો બહુચરી, કોણે આલ્યાં એંધાણ; ૧૯
રામે તે જોવા મોકલ્યો હો બહુચરી, લક્ષમણે આલ્યાં એંધાણ;
બાળ લેવા હું આવીયો હો બહુચરી, પંચવંટીથી પ્રમાણ. ૨૦
તરશો તે હર્ષિભાઈ સાવજા હો બહુચરી, તાહાડાં તે નીર પીજા
ભુખ્યો તે હઈશ ભાઇ સાવજા હો બહુચરી, પડયાંજ વનફળખાર૧
ઝંઝોટને ઝાટકે હો બહુચરી, ખંખેરેને ખાય;
માળી તે આવ્યો માથુ ચુંથતો હો બહુચરી, રાવણ પાસેજાય. ૨૨
રાવણ બળથી બોલીયો હો બહુચરી, મારો બળીને બાણ;
મારજો લોઢેને લાકડે હો બહુચરી, મારજો એરણને ઘાણ. ૨૩
કુંભકરણે ભાથા ભીડીયા હો બહુચરી, મારયું બળીને બાણ;
ઈંદ્રજીતે ભાથા ભીડીયા હો બહુચરી, કે હુ વાળુ એનો ઘાણ. ૨૪
નહી મરૂ લોઢેને લાકડે હો બહુચરી, નહી મરૂ એરણને ઘાણ.
સાચું તે બોલભાઈ સાવજા હો બહુચરી, શેણે તજે તું પ્રાણ. ૨૫
બધી લંકાના ગોદડાં હો બહુચરી, શહસ્ત્ર ઘાણીનું તેલ;
મારે તે પુંછડે બાંધજો હો બહુચરી, અગ્ની તેમાં મેલ. ૨૬

મોત વાંદરનુ તે થકી હો બહુચરી, ચેતજે મનમાં જડ;
ત્યાં થકી ઉપડયો ઠેકડે હો બહુચરી, જઈ બેઠો લંકા ગઢ. ૨૭
બળ્યાં ચોરાશી ચઊટડાં હો બહુચરી, બાળ્યાં છે બાવન બજાર;
રાખ્યાં વીભીષણ ખોલડાં હો બહુચરી, આસોપાલવનું ડાળ. ૨૮
લંકાં બળે અતુલની હો બહુચરી, હનુમાનને હસવું થાય;
જુનાતેગઢને ગાંદરે હો બહુચરી, નાગર નરસૈયો ગાય; ૨૯

## અંબાજીનો ગરબો.

(ગોરમાના બરબાનો રાગ)

હું તો ગણપત લાગું પાય કે ગઊ ગરબો આરાસુરીતણોરેલોલ;
આરાસુરમાં બેઠી માતકે મહિમા અતિ ઘણોરે લોલ. ૧
માને પારે આવે લોકકે દૂર બહુ દેશથીરે લોલ;
આવે બાળ જોબનને વૃદ્ધકે અતિ ઘણે હેતથીરે લોલ. ૨
માજી દીવરામાં ત્રણ રૂપ કે ધરે અતિ શોભતાંરે લોલ;
જોબન બાળ અને વળી વૃદ્ધ કે આયુધ ઓપતાંરે લોલ. ૩
માને છત્ર સોનાનું છાજે કે રત્નની ઝુલ્યછેરે લોલ;
ફરતી હિરાની છે કોરકે છત્ર અમુલ્યછેરે લોલ. ૪
કેસરી ઉપર બેઠી માતકે સહુ આયુધ ધરીરે લોલ;
કોટી સુરજ ઝાંખા થાયકે, લેલાટે આડ કરીરે લોલ. ૫
માને શોભીના શણગારકે શોભા શી કહુરે લોલ;
મ.નો શેષ ન પામે પારકે, હું તે શું લહુરે લોલ. ૬
માને કંઠે એકાવળ હાર કે, શોભે અતિ ઘણોરે લોલ;
માને બાંહે બાજુબંધ કે ચુડો સોના તણોરે લોલ. ૭
હિરા રત્નતણી કંગણીઓ કે ચુનિયો મહી અતીઘણીરે લોલ

સાચા મોતીનાં ગળુબંધ કે મધ્યે છે મણિરે લોલ. ૮
માને કાને ઝળાફુલ કે નાકે વાળી શોભતીરે લોલ;
માને સેંથો પુર્યો અનુપ કે દામણી ઓપતીરે લોલ. ૯
માને દશે આંગળીએ વેઢ કે ઘુઘરી ઘમઘમેરે લોલ;
માને કલ્લાં કાંબી તોડા કે ઝાંઝર ઝમઝમેરે લોલ. ૧૦
માને ચણીઓ ચોળીને ચીર કે ઓઢી ચુંદડીરે લોલ;
માના ચોક વચ્ચે સહુ નાર કે ફરે ફુદડીરે લોલ. ૧૧
માને ઘીની બળે છે જોત કે જોઇ રવી થોભિયોરે લોલ.
માનુ તેજ જોઈ મનમાંહે કે હુંતો લોભિયોરે લોલ. ૧૨
માના દરશનથી દુઃખ જાય કે પાપ સહુ બળેરે લોલ;
શું કહું મંડપની શોભાય કે મુખથી અમી ઝરેરે લોલ. ૧૩
માને માનસરોવર સાર કે માંહી અમૃત ભરયુંરે લોલ;
તેમાં જે કોઈ જઇને નાહે કે તેહેનું કામ સરયુંરે લોલ. ૧૪
શું કહું સ્થાનકની શોભાય કે કામ મીનાતણુંરે લોલ;
માનો પુનમે શંઘ ભરાય કે શું વરણવ કરૂંરે લોલ. ૧૫
ફરતી બંગલાને બેઠકો કે અતિ ઘણી ઓપતીરે લોલ;
માને સનમુખ છે એક વાવ્ય કે સુંદીર શોભતીરે લોલ. ૧૬
ત્યાંથી ચાલ્યા ઉત્તર માંહ્ય કે સુંદીર બાગ છે રે લોલ;
શું કહું આરાસુરની શોભાય કે રચના અથાકછેરે લોલ ૧૭
માને સુરીજન મુનીજન સેવે કે બ્રહ્મા ધ્યાન ધરેરે લોલ;
માને નીશદીન સનમુખ ઉભા કે સ્તુતી કરેરે લોલ. ૧૮
માનો ગરબો જે કોઈ ગાય કે નીત્ય પાઠ કરેરે લોલ.
કોટીક પાપ પ્રલે થાય કે તે સેહેજે તરેરે લોલ. ૧૯
માજી સેવક જાણી તારો કે કરૂણા કીજીએરે લોલ;

માજી દીન સેવકની વિનતી કે ઉરમાં લીજીએરે લોલ. ૨૦
માજી ગુણ ગાવા નીશ દીન કે બુદ્ધી આપજોરે લોલ;
સુણી રણછોડદાસની વિનતી કે શરણે રાખજોરે લોલ. ૨૧



## બહુચરાજીનો ગરબો.

સરસ્વતિ માતને વિનવું, કરજોડિ કહુ છું; હાંહાંરે કરજો.
મેહેર કરો મુજ દાસને તમ શરણે રહુ છુ હાંહાંરે તમ. ૧
શેહેર તે વીરજક્ષેત્રની શોભાછે સારી હાંહાંરે
વરણ અઢાર વાસો વસે વસ્તી છે ભારી હાંહાંરે. ૨
ધર્મરાજ ગાયકવાડનું લાગે છે સારૂં. હાંહાંરે.
સહુ વસે સુખચેનમાં જોઇ મન હીસે મારૂં હાંહાંરે. ૩
ઇનસાફ કરે એક રીતથી નહીં વા'લો વેરી; હાંહાંરે.
બ્રાહ્મણ સહુ આશીશ દીયે ફરે શેરી શેરી. હાંહાંરે. ૪
સહુને સુખ આ રાજમાં છે સોસો ઘણેરૂ; હાંહાંરે.
પ્રભુ અખંડ રાખ આ રાજને શું કહું ઝાઝેરૂં હાંહાંરે. ૫
બ્રાહ્મણને બહુ પ્રેમથી દે દાન અતીશા, હાંહાંરે.
શ્રાવણ અધિક માસમાં નવ કરવાદે હિંસા† હાંહાંરે. ૬
સદા વાસ એ રાજમાં પ્રભુ આપો હમને હાંહાંરે. ૭
શેહેરમાં સ્થાનક દેવનાં શોભા શી કહીએ; હાંહાંરે
એક એકથી અતિ ઓપતાં જોઇ વિસ્મે થઇએ હાંહાંરે ૮
સુંવાળથી બહુચર માવડી ત્યાં આવી રહ્યાં છે. હાંહાંરે
સુખ આપે દુઃખ કાપીને સહુ કષ્ટ ગયાં છે. હાંહાંરે ૯

† શ્રાવણને અધિકમાસમાં મ્હલારરાવ ગાયકવાડ હિંસા કરવા દેતા નહી.

શેહેર સમીપે સ્થાન છે માનું ઉત્ર દશાએ; હાંહાંરે
દિવસના નવ વાગતાં બહુ શોભા થાયેરે હાંહાંરે ૧૦
ધ્રુવ દીપે થાય આરતિ સહુ દરશને આવે હાંહાંરે
ઘણા લોકને નીમ છે કંઇ આવે ભાવે હાંહાંરે ૧૧
બહુ લોકોને એમ છે દરશન નવ થાયે; હાંહાંરે
તે દિવસ અપવાસ કરે તે અન્ન ન ખાયે. હાંહાંરે ૧૨
એવો નીમજ રાખીને જે દરસને આવે; હાંહાંરે
માજી ચીંતા રાખીને પુરે આશા ભાવે. હાંહાંરે ૧૩
શણગાર માના શોભિતા રચના છે સારી; હાંહાંરે
હીરા રત્ન ને હેમના માંહી ચુનિઓ ભારી. હાંહાંરે ૧૪
કંઠે એકાવળ આરોપીયો દિસંતો રૂડો; હાંહાંરે
બાંહે બાજુબંધ બેરખા, માંહી સોના ચુડો. હાંહાંરે ૧૫
હીરા રત્નની કાંગણી માંહી ચુનિયો ઝળકે; હાંહાંરે
ખરા મોતીના ગળચવા, માંહી લીલમ લળકે. હાંહાંરે ૧૬
કાને કળાફુલ શોભીતાં નાકે છે વાળી; હાંહાંરે
મોતિની બાંધી દામણી મહી મણીઓ ભાળી હાંહાંરે ૧૭
આંગળીએ વેઢ વિંટીયો છલ્લે ઘુઘરી ઘમકે; હાંહાંરે
પાયેતે કલ્લાં કાંબિયો તોડા ઝાંઝર ઝમકે. હાંહાંરે ૧૮
જગમોતીનું કાપડુ લલાવટે ટીલડી ચોડી; હાંહાંરે
પાંચપટાનો ઘાઘરો સાડી કસબી ઓઢી હાંહાંરે ૧૯
પાછળ બાંધ્યો ગોફણો મહી ઘુઘરી ઝાઝી; હાંહાંરે
આયુધ શણગાર સરવે સજી બેઠાંછો માજી. હાંહાંરે ૨૦
ઝાતો બે ઘીની બળે જોઈ રવી શોમ શોભે; હાંહાંરે
તેજ જોઈ મઇમાતણું મારૂં મનડું લોભે. હાંહાંરે ૨૧

તેજ ન મળે ત્રણ લોકમાં રવી ઝાંખો થાયે હાહાંરે
અકળસ્વરૂપ બીંબ પ્રકાશીયું બહુચરીમાયે. હાહાંરે ૨૨
વીરક્ષેત્રમાં વાસો વસ્યાં સહુ સુણજો કાને હાહાંરે
બહુ લાગે વધામણા મસ માનતા માને. હાહાંરે ૨૩
દુઃખ કાપી સુખ આપો છો મા દિન દયાળી; હાહાંરે
વીરક્ષેત્રની રક્ષા કરો મા બહુચર બાળી. હાહાંરે ૨૪
સેવક પોતાનો જાણીને મા રાખો પાસે; હાહાંરે
અરજ સાંભળી તેહની મા પુરજો આસે. હાહાંરે ૨૫
દિન સેવકની વિનતિ રૂદિયામાં ધરજો; હાહાંરે
ભીડ પડે ત્યાં બહુચરી આવી સંકટ હરજો. હાહાંરે ૨૬
ગરબો શિખી સાંભળી નીત પાઠ કરશે; હાહાંરે
કોટીક પાપ પ્રલે થઇ તે સેજમાં તરશે. હાહાંરે ૨૭
રણછોડદાસ તો વિનવે બેઉ કરજોડી; હાહાંરે
સાહાય કરો મુજ દાસને બુદ્ધિ છે થોડી. હાહાંરે ૨૮
ભુલ ચુક હોય માહરી તે માફ કરજો; હાહાંરે
વિનતી સુણી આ દાસની તે કાને ધરજો હાહાંરે ૨૯
વાસ તે વીરક્ષેત્રમાં પરા*રાવમાં રહું છું; હાહાંરે
રાત દિવસ મા રક્ષા કરો, કરજોડી કહુછું. હાહાંરે ૩૦

## કાળકાનો ગરબો.

જુગદેવ જશ ગાઉછું માહાકાળીરે;
જીભાએ વસજો માત પાવા વાળીરે.
સેવકજાણી તાહરો મા, શીર ઉપર ધરજો હાથ; પાવા ૨

* રાવપુરામાં.

હોંસ હઇયામાં થાય છે મા, ગુણ ગાવાનું છે મન; પાવા ૩
દયા કરો તમ દાસને મા, તેથી ઉપજે બુદ્ધિ પાવન. પાવા ૪
ગુણ ગંભીર છે તાહરો મા, કહેતાં ન આવે પાર; પાવા. ૫
બાળક બુદ્ધિ શું કરે મા, જો હોય તારો આધાર પાવા ૬
નબેતરરી નગરી વિશે મા, ચંપાવતી ચતુરસુજાણ પાવા ૭
રામ સરખું રાજ મા, મહી વશે અઢારે વરણ. પાવા ૮
ત્યાં ચતુર નારીઓ અતીઘણી મા, નીરમળ છે તેનું મન પા ૯
ગરબો ખેલે ચોકમાં મા, નવરાત્રી કેરે દીન. પાવા ૧૦
શણગાર સરવે શોભતા મા, નારી કુંજરના ચીર પાવા ૧૧
ગુણવંતી ગરબે રમે મા, રાખીને મન શું ધીર. પાવા ૧૨
તાળીની ઝડીયો પડે મા, ત્યાં શોભા નૌતમ થાય પાવા ૧૩
કોકીલ શબ્દ શોહામણા મા, નવરંગી નારી ગાય. પાવા ૧૪
તે મધ્યે માતા આવીયા માં, વીજળીના સરખુરૂપ પાવા ૧૫
સુરજ સરખાં શોભીતા મા, માએ રૂપધર્યું અદભુત પાવા ૧૬
રાણીઓ સરવ ઝાંખીપડી મા, તેજ તણો અંબાર પા ૧૭
રાણીઓ મનમાં એમ ધરે મા, બઇ આ નવલીનાર. ૧૮
રૂપ સ્વરૂપ આગળી મા, જેની સોના સરખી કાય પાવા ૧૯
મધ્ય રાત્રે રાણીઓ પરવરીમા, જઇને વીનવીયો રાય. ૨૦
રાણીયો રાય આગળ કહે મા, સાંભળજો પ્રાણ આધાર; ૨૧
એક રામા આવીયા મા, જ્યાં બાવનમો બજાર. પાવા. ૨૨
બત્રીશ લક્ષણ આગેળી મા, તેતો પદમનીનો અવતાર; ૨૩
તેને જોઈ ત્રીભોવન મોહી રહે મા, તે આગળ નહી કોઇ નાર.
રાજાને નારી ગમી મા, વળી સુરજ થયો પ્રકાશ. પાવા ૨૫
તે દીવસ ગયો અતિ દોહલો મા, મનડામાં મોટી હામ પા. ૨૬

વળી રાત પડી દીન આથમ્યો મા, ચોઘડીયાં ઠમકે બાહાર ૨૭
ઘેરઘેરથી સઉ નીસર્યા મા, ગરબે ગાવા સઉ નાર પાવા ૨૮
રંગ મચ્યો સાહેલડી મા, એવામાં આવ્યા માત. પાવા ૨૯
ત્યાં રાણીએ દાશી મોકલી મા, રાય આગળ કહેવા વાત. ૩૦
ત્યાંથી પતાઈરાવલ ઉઠીઓ મા, જોવાને નવલી નાર પા. ૩૧
આવી નિરખી નયણે ભરી મા, વીરહ વહ્યો અપાર પા. ૩૨
નખ શીખ સુધી નીરખીયા, મા મુરછાએ પડયા પડીઓ રાય
રાજા રંગે મોહી રહ્યો મા નારી શું લાગ્યો નેહ. પાવા ૩૪
રમતાં રૂજની વહી ગઈ મા, સઉ વળ્યા પોતાને ઘેર પા ૩૫
ત્યારે માતા ચાલ્યાં એકલાં મા, પતઇયે જાણી પેર પાવા ૩૬
પાપી પુંઠે પરવર્યો મા, માતાનો ઝાલ્યો હાથ. પાવા ૩૭
માગમાગ મુખથી કહ્યું મા, એવું મુખથી બોલ્યા માત. ૩૮
તારૂ રૂપ વસ્યુ હૈયા વિશે મા, હું રાખીશ મારે ઘેર. પા. ૩૯
ત્યાં મેહેલ ચણાવું માણેકના મા, તેની કોઈ નજાણે પેર. ૪૦
મારે મોહોલે રાણીઓ અતિઘણી મા, તેમાં પટરાણી આપ
ખાઓ પીઓ ખુબી કરો મા, રૂડી રાજ્ય સરખી રીત. પા.૪૨
ત્યારે કોપ કરીને બોલીયાં મા, તારૂં પ્રગટ્યું રાજા પાપ પા.
તારૂ રાજ્ય જશે જડમુળથી મા, આવી મળશે તારો હોમ પા.
ચેત ચેત તું અભાગીયા મા, ત્યાંરોપ્યો રણસ્થંભ પાવા ૪૫
પોઠ ચલાવી પાધરીમાં બુડીઓ દરવાજો બંધ. પાવા. ૪૬
સુરદાસે રહીને પુછીયું મા, શું ભરયુ છે માલ રસાળ. પાવા૪૭
ત્યારે બુડી મારી કરી મા, મોગલા દહીત. પાવા ૪૯
ત્યારે સળીએ વાકળીએ સતીયમુકયુંમાં જઈ પતઈને કહીપેર.
જાુધ મચ્યું જેમ જોરથી મા, તારે થઈ રહ્યો ઉતપાત પાવા

તારે એવું દળ સઘળું હણ્યુ મા, તે જુધ થયું છે વરસબાર.
લેઈ લશકર આગળ થયો મા, પછી ભેળવીઓ મંડાળ. પા.
લોહી તણી નદીઓ વહી મા, ત્યાં વરત્યો હાહાકાર પા ૫૪
તારે પતાઇ રાવળનું પત ગયું મા, ત્યાં જાણી જુગમાં વાત
તારે પતાઇ મનમાં સમજીઓ મા, મુજ ઉપર કોપ્યાં માત પા.
કરગરતો રાજા શરણે ગયો મા; એઉ એઉ કરજોડી હાથ.
મુજ ઉપર માતા મેહેર કરો મા, દળ સઘળુ પાછું જાય. પા.
મહાકાળી મનમાં એમ ધરે મા, સુબાને આપું સુખ. પા. ૫૯
મા તું અનામી રાજીઓ મા, પતાઈનું ટાળુ દુખ પાવા ૫૦
જે ગાય શીખેને સાંભળે મા, તેની માતા પુરે આશ પાવા ૬૧
મા તુ ગુણવંતી કાળકા મા, ગુણ ગાય બ ગોકળદાસ પા.૬૨

---

## ગોરમાનો ગરબો.

ગોરમા ગણપત લાગું પાયકે, વધાત્રાને વીનવું રે લોલ;
ગોરમા ઘરડોને ભરથાર કે, આપો શું મને રે લોલ.
ગોરમા ધીક ધીક અવતાર કે, શું કહું તને રે લોલ;
ગોરમા રણસબંધી મુજ તાત કે, મા મારી પાપણી રે લોલ.
ગોરમા સંસાર કીધો સરપ કે, સેજે થઇ સાપણી રે લોલ;
ગોરમા હું છું નાનેરૂં બાળ કે, પીઉ ઉટીઓ રે લોલ.
ગોરમા દીઠે પડે છે ફાળ કે, મુરખ છે બુઢીઓ રે લોલ;
ગોરમા મારૂ થયું જોબન કે, પીઉ ઘરડો થયો રે લોલ
ગોરમા હું કરૂ કીકલ શબ્દ કે, પીઉતો સુઈ રહયો રે લોલ;
ગોરમા મને થયાં વરસ સોળકે પીઉને એંશી થયા રે લોલ
ગોરમા દીઠે જાણુ જક્ષ કે બુધ સઘળી ગઇ રે લોલ;

ગોરમા શિયાળાની રાત કે, સરદ શોહામણીરે લોલ.
ગોરમા વરધ પીયુની જાત કે, દીસે બીહામણીરે લોલ.
ગોરમા રજની રમવા ઇચ્છુ કે, આંજુ આંખડીરે લોલ
ગોરમા મેર કરંતો બોલે કે, કરગ્રહી લાકડીરે લોલ;
ગોરમા શિયાળાની રાતકે, સ્વાદ હોય અતિધણોરે લોલ.
ગોરમા રજની વિતી એક કે, આજ મારે આંખડીરે લોલ
ગોરમા કંદ્રપ તનગે ભડકા કે, ટોહો કેમ સરેરે લોલ.
ગોરમા પીઉની ધરડી જાતકે, અરથ કયાંથી સરેરે લોલ;
ગોરમા નવરાત્રીના દીન કે, સરદ સોહામણીરે લોલ.
ગોરમા દુરબળ મારો કંથકે, દીનજાય દોહ્યલારે લોલ;
ગોરમા વિજયા કેરો દિન કે, સહુ શણગાર સજેરે લોલ.
ગોરમા મારો ધરડો કંથ કે, ધીક અવતારનેરે લોલ;
ગોરમા સહુને મન દિવાળી કે, મારે મન ઉતાસણીરે લોલ.
ગોરમા મારા કરમના ભોગ કે, હું નિરાસણીરે લોલ;
ગોરમાં રાત દિવસ નવ દેખુ કે, જાણુ દવ બળેરે લોલ.
ગોરમા મુજ સરખો પુરૂષ દેખુ કે, મન મારૂ બળેરે લોલ;
ગોરમા મારા કાળા કેશ કે, એના ધોળા થયારે લોલ.
ગોરમા હું થઇ જોબન વેશ કે, તન મારૂ બળેરે લોલ;
ગોરમા મોઢે આવે લાળ કે, નેત્ર નિરે ઝરેરે લોલ.
ગોરમા હું નારંગી જેવી કે, તન મારૂ બળેરે લોલ;
ગોરમા સેજ બિછાવુ પુષ્પ કે, તે દેખી ડરેરે લોલ.
ગોરમા સાસ ઉદ્રસને પીડ કે, પીઉ ઉંઘો સુવેરે લોલ;
ગોરમા આભુષણ પેહેરૂ અંગ કે, વસ્ત્ર બહુ ભાતનાંરે લોલ.
ગોરમાં મીથ્યા થયો અવતાર કે, અસ્ત્રી જાતમાંરે લોલ;

ગોરમા શું આપ્યો અવતાર કે, નાગરી નાતમાંરે લોલ.
ગોરમા સુખ ન પામી એક કે, દુઃખ બહુ ભાતનારે લોલ.
ગોરમા જેને જોબન કંથ કે, પુન્ય કીધાં હશેરે લોલ;
ગોરમા મેં કીધાં બહુ પાપ કે, હું વૃદ્ધની વહુરે લોલ.
ગોરમા ઓરીઓ ન વિત્યો એક કે, અધરણીની રીતનોરેલોલ
ગોરમા પુરૂષ ન દીઠો એક કે, પુરી પ્રીતનોરે લોલ.
ગોરમા શીવજી પુજુ સહાય કે, પામુ જોબન ધણીરે લોલ;
ગોરમા કામી દેજો કંથ કે, શીવ ત્રીભોવનધણીરે લોલ.
ગોરમા મન મારૂં વ્યાકુળ કે, એનું કેમ ગળ્યુંરે લોલ;
ગોરમા હું થઈ જોબન વેશ કે, એનું કામ બળ્યુંરે લોલ.
ગોરમા કામી દેજો કંથ કે, ભય ભાગે સહુરે લોલ;
ગોરમા નોતી સાસુ નણંદ કે, તો જીવતી રહુરે લોલ.
ગોરમા પેઉજી આવે ઘેર કે, હું ભમતી ફરૂંરે લોલ;
ગોરમા લાવ્યા એકજ વસ્ત્ર કે, હું તો શું કરૂંરે લોલ.
ગોરમા દુઃખનાં ઉગ્યાં ઝાડ કે, મુક્યાં પાળવારે લોલ;
ગોરમા હું સંપુરણ કુંભ કે, મા મારી જાળવેરે લોલ.
ગોરમા લોક સાથે કરૂ હાંશ કે, મા મારી વારતીરે લોલ;
ગોરમા જાણતાં દેતી ફાંસી કે, વિખ દેઈ મારતીરે લોલ.
ગોરમા પીઉજી પહોડયા બાર કે, જાણે થઉ સતીરે લોલ;
ગોરમા હવે મરૂ સત્ય કે, જે કરમની ગતીરે લોલ.
ગોરમા વિનતી કરૂ છું એક કે, જે કરમતણી રતીરે લોલ.
ગોરમા કરજોડી લાગુ પાય કે, સમરથ દેજો પતીરે લોલ;
ગોરમા વિનતી કરૂ છું એક કે, આજ મુકી આંબળોરે લોલ.
ગોરમા સઉને દેજો જોડ કે, માના કરૂણા કરીરે લોલ;

ગોરમા કામી દેજો કંથ કે, વલ્લભ કહે કરગરીરે લોલ.

## બાળલીલાનો ગરબો.

કુંવરને વારોને વ્રજ રાણિ ટેક.

સહુ વ્રજનાર મળિને આવી, શ્રી યશોદાજીને ધામેરે;
લાડકવાયો પુત્ર કર્યો કેમ, વઢિયે ગોકુળ ગામ. કુંવર. ૧
એક કહે જળ ભરવા જાઉં ત્યારે ઘરમાં પેસે ગીરધારીરે;
માનશો નહિ પણ માંડી કહુ તમે, સાંભળોને ગતી મારી કું.
સાંચ્યું સંતાડયું હોય જે મારૂ, તે ક્ષણ શોધી કહાડેરે;
પોહોંચે નહિતો પીંડા માંડેને, તેથી ન પોહોચે તો પાડે. કું. ૩
ત્યારે માતાજી એમ બોલ્યાં તમે, ચતુર થઇ કાં ચુકોરે;
જ્યાં એની દ્રષ્ટે પડે નહીં વસ્તુ, ત્યાં અંધારે મુકો. કુંવર. ૪
યશોદા શું વિનતા કહે વાણી, મુકી જોયું અંધારા માંહેરે;
એની શી ચિંતા થાય અજવાળું, જઇ ઉભો રહે જ્યાંય. કું. ૫
કૃષ્ણ માત એણી પેરે બોલ્યાં, ઘેલી ગોપી શીદ શોચેરે;
ગદિ માખણ ઉંચુ શિંકે મુકો, ત્યાં બાળક નહિ પોહોંચે કું. ૬
તવ બોલી એક બાળા આવી, હું શિકાની ગત દેખાડું રે;
શાણા સુતનાં જુઓ પરાક્રમ, થાય અંતર ટાઢું. કુંવર ૭
લાકડી લેઇ ઉખલપર ચઢીને, શીકેથી લેઇ સહુ ખાયરે;
સખાને આપે તેથી વધે તો, માકલડાંને પાય. કુંવર ૮
માતા કહે એ બળથી ન પોહોચે, એવું ઉંચું તમે બાંધોરે;
મટુકી તણું મુખ વસ્ત્રે બાંધી, સોય દોરડે સાંધો. કુંવર ૯
હજુ તમો પણ લક્ષણ લાડકવાયાનાં, ન જાણો માતરે;
ઘરમાં ગરીબ એ બારણે બીજે, વિતે તે જાણે વાત. કું. ૧૦

એક સખાની ખાંધે ચઢીને, અતિ ઉંચુ પણ ગાખેરે;
તેથી ન ફાવે તો દોણી કરે કાણી, ધાર તજે મુખ રાખે. કું ૧૧
ત્યાં માતાજી કહે બાળકને, હું કઇ રીતે બાળુરે;
મહી માખણ મુકી મજુસમાં, દેવી ત્રિયા તમે તાળુ. કું. ૧૨
એક કહે માડી એમ કરે તો, થાય છે બમણું જ્ઞનરે;
ખાવા ન પામે ત્યારે ખીજી દે ગાળો, ભાગે પત્ર બહુ કાન. કું.
કંઇ ન ચાલે તો છોડે વાછરડાં, વેળા વના ધવરાવેરે;
સુતા બાળકને જઇને જગાડે, ચુંટીયો દેઇ રડાવે. કું. ૧૪
એવું સુણીને કહે રાણીજી, દઇશ શિખામણ બાઇરે;
મંદીરમાં પેડો દેખોતો, લાવજો એને સાહી. કું. ૧૫
અરે માત મેં એક દિવસતો, સંતાઇ આવતો હેર્યોરે;
પેશી સદનમાં ખાવા વલુધ્યો, એટલે જઇને ઘેર્યો. કું. ૧૬
મેં કહ્યું ચોર આજ આવ્યો દાવે, નહિ જાવા દેઉ અહીશરે;
મરડી મુછ એણે કહ્યું મુજને, હું જઇશને તું જોઇ રહીશ. કું.
કરી કળા એકતો મહી ભરીયું મુખ, એટલે જઇ મેં ઝાલ્યોરે;
કર્યો કોગળો મારી આંખમાં, હું ચોળવા રહી એ ચાલ્યો. કું.
એક કહે મેં ઝાલ્યો હતો આજ, તો પણ એ નવ ગાંઠયોરે;
તોડી મુજ મુકતાફળમાળા, હું વીણવા રહી વાહાલો નાઠો કું.
એટલામાં એકઅબળા આવી, કહ્યું જુઓ લાવી છું ઝાલીરે;
છેડો ઉઘાડેતો પુત્ર પોતાનો, લજવાણી પડી ઠાલી. કું. ૨૦
એવે યશોદાજી બોલ્યાં, હાવાં સાચાં સહુ હોશોરે;
મારો લાલ મારા ઘરમાં પોઢયો, આવશે જાગીતો જોશો કું.
એવું કહેતાં પ્રભુ આંગણે આવ્યા, નીંદ્રામાંથી ઉઠીરે;
યશોમતિ કહે જુઓ આ મારા બાળક યુવતિ તમેસર્વ જુઠી કું

એમ કટાક્ષ કરી સહુ કામિની, સામું શ્રી કૃષ્ણે જોયું રે;
લોટ પોટ થઇ ગઇ સહુ લલનાં, પ્રીતમાં મન પ્રોયું. કું. ૨૩
સામા સામી લોચન મળતાં, કરી શમસ્યા છાનીરે;
સરવે કહ્યું આવજો મારે મંદિર, મોહને લીધું માની. કું. ૨૪
ગોપી ગોવિંદની ગત ન્યારી, શું જાણે સંસારરે;
હેતે હેતની વદે વદનથી કોણ લહે તેનો પાર. કુંવર ૨૫
શીખે સાંભળે ગાયે ગરબો, શ્રી કૃષ્ણ બાળ ચરિત્રરે;
કહે દયો પ્રભુ પ્રસનથાયને, પાવન થાય પવિત્ર. કુંવરને. ૨૬



## મુંબાઈ સુરતનો ગરબો.

સારૂં સારૂં રે સુરત શેહેર, મુંબાઈ અલબેલી;
માંહી બાલાજીની મેહેર, મુંબાઈ અલબેલી. ટેક
સાત માળની મેડી ચણાવી, માંહી બેઠાં શેઠાણીરે
ચાકર મેહેતા મજરે ચાલે, વાણિયાની બઈયર રાણી. મું. ૧
મુંબાઈ રાણી સઉ ઠકરાણી, ભરે ન બેડે પાણીરે;
કાવડિયા તો પાણી આણે, પીયે પાણી શેઠાણી. મુંબાઈ ૨
મુંબાઇમાંતો કલ્લાં સાંકળાં, કાંઠલીનો નહિ પારરે;
મુંબાઈ શેહેરના શાહુકારોને, દેવાળાની શીવાર. મુંબાઈ ૩
સુરતની તો સાડિયો ને, ઉપર કશબી કોરરે;
મુંબાઈ શેહેરના કાપડિયાને, કોઇમાં દેશો ખોડ મુંબાઇ ૪
મુંબાઈ શેહેરમાં ઘણી ગાડીઓ, બગીઓનો નહી પારરે;
સાંજ ફજર સઉ ફરવા નિકળે, વાડી લાડી લઈ બ્હાર. મું ૫
મુંબાઇની તો મારકીટમાં સુખડિયો વેચાયરે;
તેથી દીવનો હલવો સારો, સઉ લેવા મન ચાહાય. મું. ૬

મુંબઇમાં તો સરવે સુખ; પણ ત્રણ પાંતીનું દુ:ખરે;
ભાડું મોઘું બળતણ મોઘું અંદર જાવું મુખ્ય. મુંબઈ ૭
મુંબાઇના પાન બિડામાં, સોપારીનો કટકોરે;
સાઠ વરસની ધરડી ગાડર, તોય ન મુકે લટકો. મું. ૮
આમદાવાદી હરામજાદી, ખંભાતી ગોઝારીરે;
વડોદરાની વાંકી નારી, સુરતની બલિહારી. મું. ૯

---

## વડોદરાનો ગરબો.

ધન ધનરે વડોદરૂ શેહેર રૂપે રંગીલું. ટેક.
રૂપે રંગે છેલ છબીલું, અલબેલું અપારરે;
વડોદરાનું વર્ણન કરતાં, સુણજો નરને નાર. રૂપે. ૧
બહારપરાની વસ્તી ભારે, શોભાનો નહી પારરે;
વીનચતામાં વરધજ વીતે, પરા પોળ બજાર. રૂપે. ૨
આકુતપરૂં અડાણિયું, ને કાળુપરમાં ગઉખાનુંરે;
ફાગટીયા સઉ ફતેપરામાં, દેવાળીયાનું ઠેકાણું. રૂપે. ૩
સરશીયાની પાળજ ઉપર, જેઠીનો આખાડોરે;
અષ્ટભુજા અલબેલી ઉભાં, પાછળ ગોસાઇવાડો. રૂપે. ૪
સરસનાથ છે સમી પોળે, વાયડા વાડી ત્યાંયરે;
અજબ તળાવની પાળે થઇને, ચાલ્યા અધડમાં જાય. રૂપે. ૫
લાલ દરવાજે ગંગાખાનું, વાંદરીયો બુરજરે;
મીયાં મહમદની વાડી જાણે, ઝળકી રહયો સુરજ. રૂપે. ૬
હાથીયા ખાણુને દરવાજે, કાંઇ હઠીલો હનુમાનરે;
રામતળાવની પાળ ઉપર, રામેશ્વર ભગવાન. રૂપે. ૭
ઘોઇપાને દરવાજે થઇને, સીધવાઇ જવાયરે;

આનરાજાના દરવાજા સામી, ચાખંડી કેહેવાય. રૂપે. ૮
મરદા બારીએ થઇને ચાલ્યા, દરશન કરવા કાજરે;
લકડપીઠું મદનનો ઝાંપો, ગોસાંઇજી મહારાજ. રૂપે. ૯
શીવનાથના દર્શન કીધાં, આવી ઉંચી પોળરે;
ચોરને બેઠા ગરદન મારે, બેસાણા ભાગોળ. રૂપે. ૧૦
બડું પરૂ છે બાલાજીનું, ડાંડીયું બજારરે;
સકરકુઇને ઝાંપે રૂડો, લાલ નામ સરદાર. રૂપે. ૧૧
આનંદપરામાં આવીયાંને, રાઉપરાને ઝાંપેરે;
દાન દક્ષણા રૂડી થાએ, ગણપતરાવ ત્યાં આપે. રૂપે. ૧૨
ઉભી બજારની શોભા સારી, આવી ખારી વાવરે;
સન્યારૂપ છે રંગે રૂડુ, સુરસાગર તળાવ. રૂપે. ૧૩
વડી વાડી ધીનેકાંટે, નાગરવાડો વિક્ષાતરે;
આદીતવારે દરસન કીજે, બેઠી બહુચર માત. રૂપે. ૧૪
ઉભે ચોકે લીમડી બજારે, રૂડી શોભા થાયરે;
મૃદંગ વાગે નારી નાચે, ઝીણે કંઠે ગાય. રૂપે. ૧૫
નીજામપરૂં ભુતડીને ઝાંપે, રોકડીયા હનુમાનરે;
સુરશાગર ગૌઘાટને દરવાજે, ત્રણુજ છે કમાન. રૂપે. ૧૬
શેહેરની ત્યારે રચના દીઠી, શોભાનો નહી પારરે;
હાથી ઘોડા પાલખીઓને, વાંકડીયા અસ્વાર. રૂપે. ૧૭
ચારે દીશાના ચારે ચૌટાં, વચ્ચે માંડવીચોકરે;
ઉંચા મેહેલ મેડીને અટારી, છજા જરૂખાંને ગોખ રૂપે. ૧૮
માંડવીને કમાન ચોવીસ, ચતુર કરે વેપારરે;
કાછીઆ દુકાનો માંડે, ઉભી હાથી લાર. રૂપે. ૧૯
ચોપટ જેવા ચારે રસ્તા, સરખા સરખી ઓળરે;

પાણીને દરવાજે બેઠા, વાઘ કરે કલ્લોલ. રૂપે. ૨૦
રાજે તળાવની સુંદર શોભા, જોતામાં મન મોહેરે;
નારી સઉ જળ ભરવા જાએ, નઉતમ રચના હોય. રૂપે. ૨૧
રામપરો દરવાજો કહીએ, ઘોયું છે સનમુખરે;
પરમેશ્વરના દરશન કરતાં, જાય જનમનાં દૂખ. રૂપે. ૨૨
લેહેરીપુરાની લેહેર સઉથી, શોભા છે ભરપુરરે;
સુરસાગર રતનાગઢ જેવું, વાગે બહુ રણતુર. રૂપે. ૨૩
ચોથો દરવાજો ચાંપાનેરી, શરસીયાની વાટેરે;
વિસ્તારીને વર્ણન કીધું, ચોકપોળને હાટે. રૂપે. ૨૪
નગર નીરખ્યું મન હરખ્યું, પ્રભુ થયા પ્રસનરે;
નરસીંહજીની પોળમાં, નરહરીનાં દરશન. રૂપે. ૨૫
રાજ રાજે રણછોડજીને, માહાલક્ષમી મુજ માતરે;
ગોરધનનાથ બળદેવજીને, ચાલો પુંદરીનાથ. રૂપે. ૨૬
બલખતખાનું જનાનખાનું, દીવાનખાનું પાસરે;
ધરમ તણી તો ધ્વજા ફરે છે, ઉંચા મેહેલ અવાસ. રૂપે. ૨૭
ઘણી કારીગરી કચેરીમાં, જાત જાતના રંગરે;
નઉતમ નારી નાચ કરેછે કોમળ તેનાં અંગ. રૂપે. ૨૮
તરેહવારનું ટકોરખાનું, ગોવીંદરાવનો મેહેલરે;
ગાયકવાડના રાજ આગળ, શોભા સઘળી સેહેલ. રૂપે. ૨૯
દાદાસાહેબને નાનાસાહેબ, આપાસાહેબ માહારાજરે
ગણપતરાવ ઘણું જીવજોને, અખંડ રહો આ રાજ. રૂપે. ૩૦
લાઢ મોઢ શીગોઢ નાગર, દશા વીશા વણીકરે;
સોની સાળવી સુતાર છીંપા, દરજી ઠીકા ઠીક. રૂપે. ૩૧
પુના સતારા મુંબઇ જોયું, પૂર્વ પશ્ચિમ દેશરે;

ઉત્તરમાં ઉદેપુર જોયું, પૃથ્વીના નરેશ. રૂપે. ૩૨
બુંદીકોટા દીઠું દીલ્લી, ને ગઢ ગીરનારરે;
સુરતને અમદાવાદ જોયું, કઠણુ કિલ્લો ધાર. રૂપે. ૩૩
બલીહારી હું વડોદરાને ધનધન નરને નારરે;
વીરક્ષેત્ર જેને જોયું નહી, તેનો એળે ગયો અવતાર. રૂપે. ૩૪
વાંકી નારી વડોદરાની, મહારાજાને રાંકરે;
મૃગ્યાનેણીની વરણાગીથી, વળીઓ આડો આંક. રૂપે. ૩૫
શાહુકારોની દુકાનો ભારે, ધરમ તણો અવતારરે;
ખુશાલચંદ શામળ બેહેચર, લલુભાઇ શાહુકાર. રૂપે. ૩૬
રતનજી કાનદાસ કહીએ, બાંધી પુનની પાળરે;
હરીભક્તિનો મહિમા મોટો, બીજા ભાઉ મેરાલ. રૂપે. ૩૭
રંગીલો જે ગરબો ગાશે, રંગીલા નર નારરે;
રંગીલા તો લાહાણીઓ લાવે, રંગભેર શોભા થાય. રૂપે. ૩૮
સંવત ઓગણીસ પાંચમા ને સાતરસે સીતેરરે;
નવરાત્રીમાં વરણન કીધું, વડોદરૂં જે શેહેર. રૂપે. ૩૯
રૂપે સહુ કવિને કરૂ વિનતી, કોઇમાં દેશો ખોડરે;
વડોદરાની રક્ષા કરજો, રેવાને રણછોડ. રૂપે. ૪૦
ભગવત વાણી સાચી જાણી, મનમાં આણી ભાવરે;
વડોદરાનો ગરબો ગાતાં, સહુજન સુખીયાં થાય. રૂપે. ૪૧
બીજબાની મનગમતી કરવા, જાય શોખી જનરે;
મસ્તુબાગનો બંગલો જાણે, ઇંદ્રનું ઇંદ્રાસન. રૂપે. ૪૨

## માહાકાળીનો ગરબો.

મા તું પાવાની પટરાણી કે, કાળિકાળકારે લોલ;
મા તારે ડુંગરડે ચડવું તે, અતિઘણું દોહલું રે લોલ.

મા તારી પ્રદક્ષણા કરવી કે, વરણુન શું કરૂં રે લોલ;
વિશ્વાસે તપ કરવા બેઠા કે, દેવ મુની થયા રે લોલ.
આવું રૂડું ચઉઠું ચાંપાનેર કે, ચઉટે ચઉદ ગળ્યા રે લોલ;
ત્યાં કાંઈ ગાતાંતાં ગરબા કે, માજી આવીયાં રે લોલ.
રાજાજીએ છેડલો સાહ્યો હાથ કે, માજી પ્રસન્ન થયાં રે લોલ;
માગ્ય માગ્ય ઘોડાની ઘોડાર કે, હાથી ઝુલતા રે લોલ.
માગ્ય માગ્ય કુટુંબ કુશળ ક્ષેમ કે જંગ્જાળ અતીઘણી રે લોલ;
માગ્ય માગ્ય દક્ષિણ સરખા દેશ કે, કિલ્લા અતીઘણા રે લોલ.
માગ્ય માગ્ય ગુજરાત સરિખી ગાદી કે, ભદર બેસાણાં રે લોલ.
માગ્ય માગ્ય નવેખંડનાં રાજ્ય કે, ચાંદો સુર્ય તપે રે લોલ;
માગુ માગુ એટલુ વરદાન કે, મારે મોહોલે પધારીએ રે લોલ.
ફટ ફટ પાવાના રાજન કે, એ શું માગીયુ રે લોલ
આજથી છઠેને છ માસે કે, મુગલ જશે રે લોલ.
એમ કહી માતા થયાં અલોપ કે, પાવો હાથ ઘશી રહયો રે લોલ
મુગલે ચઢાવી છે ફોજ કે, પાવાગઢ ઘેરિયો રે લોલ.
દરવાજે ઉભા દરવાન કે, કોઇને પુછીયે રે લોલ;
રાજાજીએ ખોદાવીયું તલાવ કે, પાણી નવ નિસરયુ રે લોલ;
મુગલે ખોદાવીયુ તલાવ કે, જલ દુધે ભરયુ રે લોલ;
માજીનો એવો છે મહિમાય કે, કવિ નવ કહી શકે રે લોલ.

---

## બહુચરાજીનો ગરબો.

બલિહારી રે બહુચર માત, જોવાને જઇએ; ટેક
જોવા જઇયે સુખિયાં થઇયે, આરાસુરમાં રહિયે રે;
આરાસુરમાં અંબા બીરાજે, પાવાગઢ માહાકાળી. જોના. ૧

માને પારે હવન થાયને, ચિર ચુંદડિ હોમાયરે;
બ્રાહ્મણ બેઠા વેદ ભણે છે, માનની મંગળ ગાય. જોવા. ૨
માને પારે જે કોઇ જાશે, તેની પુરે આશરે;
કરજોડી જન વલ્લભ કહે મા, હું છું તારો દાસ. જોવા. ૩

## રેલવે ગાડીનો ગરબો.

ગાડી આવી ગુજરાત, અગન કેરી ગાડીરે આવી;
ગાડી આવી હિંદુસ્થાન, અગન કેરી ગાડીરે આવી. ૧
પાણી છાંટે ઠામો ઠામ, છાંટતાં તો ચાળા કરે છે,
દીવા બળે સારી રાત, સીપાઇઓતો ચોકી કરે છે.

### સાખી.

સરસ્વતી સ્વામીને વિનવું, ગણપત લાગું પાય;
ટોપીવાળા તારા રાજમાં તારૂ કાકરીયુ ફરી બંધાય.
અગનકેરી ગાડીરે આવી. ૨
ગાડી તારાં બેસણાં, ઈંદ્ર તણાં વૈમાન;
આંકડે આંકડો મેળવ્યો તેનો ઘડનારો ચતુરસુજાણ.
અગનકેરી ગાડીરે આવી. ૩
ગાડી આવી ઘંટ વાગીઓ, ટીકટ કરાવા જાય;
ઘડી એકનો વિલંબ પડે, તેતો ટીકટ વીના અથડાય.
અગનકેરી ગાડીરે આવી. ૩
સ્ટેશન આવે ઘણાં, બરફી પેંડા વેચાય;
મોટા ઘરની શેઠાણીઓ, તેતો ગાડીમાં બેશી ખાય.
અગન કેરી ગાડીરે આવી. ૪
સ્ટેશન ઉંચા ઘણાં દુર થકી દેખાય;

બાગ વચે એક બંગલો, તેનીશોભાનો નહી પાર.
અગનકેરી ગાડીરે આવી. ૫
અમદાવાદની દીકરી, મુંબાઈ તેનું મોસાળ;
સુરત તેનું સાસરૂ, તેનો સાંજે સંદેશો જાય.
અગનકેરી ગાડીરે આવી. ૬

## અમદાબાદનું વરણન.

લાવ લાવ સખી એક કાગળ લખીએ હરીનેરે એ રાગ.

અમદાવાદ નામે આજ સેહેર છે સારૂરે;
રાજા કુંપની કેરૂં રાજ પ્રજાને પ્યારૂરે. ૧
ચૌટા વચ્ચે માણેકચોક, શોભા છે સારીરે;
વસે લક્ષપતિ બહુ લોક, વડા વેપારીરે. ૨
નદી સાબરમતી વહે નીર, શેહેર સમીપેરે;
દેવતાઓના તેને તીર, દેવલ દીપેરે. ૩
એવી જુગતીઓ જોતાં અનેક, મન લાગે મીઠુંરે;
પણ અચરત મોટું એક દ્રષ્ટિએ દીઠુંરે. ૪
તીથી તેરસ પેહેલે પક્ષ અસાડી આવેરે;
તારે ગોર પુંજાનો લક્ષ છોડીઓ લાવેરે. ૫
દીન પાંચ લગી એક અંન મોળું જમેછેરે;
મોહોટો હર્ષ ધરીને મંન, રોજ રમેછેરે. ૬
પુજે વાવી જવારા ઘેર ગોર રીઝાવેરે;
જાએ પ્રીતે મળી બહુ પેર, નદીએ નાહાવારે. ૭
અન્યો અન્ય કરે ઉદમાત નઠારૂ બકેછેરે;
ગઈ ગોરપુજાની વાત, છાકી છકેછેરે. ૮

જેવી હોય હોળીની ઘેર, એથી અતીશેરે;
બોલે ભડવાની પુત્રીઓ પેર, દુષ્ટતા દીસેરે.
તેના માત પિતાને ભ્રાત, પુરા હશે પાજીરે;
જ્યારે સાંભળતા હશે વાત, થતાં હશે રાજીરે. ૧૦
કોઈ સાહેબ એવી વાત, દેખે એવી રીતેરે;
તેના માત પિતાની જાત, પૂછેછે પ્રીતેરે. ૧૧
તારે કેવી વધે છે લાજ, મળે સાબાશીરે;
એવા નીરલજ લોકો આજ, શેહેરના વાશીરે. ૧૨
કરૂં વિનતી સમાચાર પત્ર, શ્રવણે ધરજેરે;
તેનાં નામ લખી સરવત્ર, ઝાહેર કરજેરે. ૧૩
ઘણી નીંદાના લખજે શ્લોક, દેખાડજે નીતેરે;
જેથી લાજ પામે ને લોક તજે તે રીતેરે. ૧૪
હવે કહું છું જોડીને હાથ, વીવેકીને ગમવારે;
એવી નીલજ છોડીયો સાથ, ન જાવું રમવારે. ૧૫
લઈ ગોર પુજનનું નામ કામ એ કરવુંરે;
મોટું પાપ ઠરે એ ઠામ, દીલમાં ડરવુંરે. ૧૬
ધરી મોટો હરખ મનમાંહી, ગત દીન જે દીરે;
પણ કુટવા રોવાનું કાંહી ન કરવું તે દીરે. ૧૭
છોટાપણમાં પડે જે ટેવ, ટળે નહીં ટાળીરે;
માટે નીતી શીખો તતખેવ, બોલો સંભાળીરે. ૧૮
કદી પુરીએ નહી કોઇ ઠામ સાહેદી જુઠીરે;
લઈએ પરમેશ્વરનું નામ, પ્રભાતે ઉઠીરે. ૧૯
પતી માતપાતાની સેવ, કોડે કીજેરે;
જેથી દલપતરામનો દેવ, દીલમાં રીઝેરે. ૨૦

# ભાગ બીજો.



## ગુજરી.

કે કાબુલસે બાદશાહ ચડેને સારી દીલીકા દીવાનરે;
કે બાદશાહ ઉતરે બાગમે, મેં કયા મસ દેખન જાઉરે.
કે હાથમેં લઉ લાલ માટલી, કંદોયણ હોકે જાઉ રે;
કે બાદશાહ ઉતરે બાગમેં મેં કયા મસ દેખન જાઉરે.
કે હાથમેં લેઉ લાલ બેડલું, પનીહારણ હોકે જાઉરે;
કે બાદશાહ ઉતરે બાગમેં મેં કયા મસ દેખન જાઉરે.
કે હાથમેં લેઉ લાલ લાકડી, ગોવાલણ હોકે જાઉરે;
કે બાદશાહ ઉતરે બાગમેં, મેં કયા મસ દેખન જાઉંરે.
કે હાથમેં લેઉ ફુલ છાબડી મેં માલણ હોકે જાઉ રે;
કે ફુલફગરનો ઘાઘરો સાળુડે કસબી કોરરે.
કે કલાં કાંબી અણુવટ બીછવા, ઝાંઝરનો ઝમકારરે;
કે હાથે બાજુબંધ બેરખા, એને દશે આંગળીએ વેઢરે.
કે કાને કલાફુલ શોભતાં, એને કાને ઝબુકે ઝાલરે;
કે કોટે તે પાટીયાં શોભતાં, એને કંઠે એકાવળ હારરે.
કે લીલારે જગનું કાપડું, એને જગ મોતીનો હારરે;
કે નાકે તે વાળીઓ શોભતી, એને ટીલડી તપે લેલાટરે.
કે બાલે બાલ મોતી પરોવ્યાં, જાણે ઉગ્યો સુરજભાણુરે;
કે છોટી મટકીમેં દહી જમાયો, દુધ લીયો મણુ ચારરે.
કે ચલી ગુજરીયાં દહી બેચનકું બાદશાહકે દરબારરે;

કે અઇયર લ્યો કોઇ મહીયર લ્યો કોઇ લ્યોને મીઠડાં દુધરે.
કે સાસુરે કેવે સુણો બાવરીયાં, લશકરમેં મત જાવરે;
કે દીલ્લી શહેરકા બાદશાહ તુજે રખે ગોબલ માંહરે.
કે સાસુનાં વાર્યા ના કરે, વહુ મહી વેચવાને જાયરે;
કે હાટે મોલ્યા હાટવાણીયા ને ચોરે મોલ્યા ચોપદારરે.
કે જે દેખે સો મોહી રહ્યાને, બાદશાહ સરખા મોહરે;
કે ચલી ગુજરીયાં મહી બેચનકું બેઠી લાલ બજારરે.
કે સિપાઇ બચાને ચાડી લગાઇ, જીવજાન હુવા હેરાનરે;
કે અપને લશકરમેં એશી મહીયારીને એશા ન કોઇકા દુધરે
કે બાદશાહકું તો ખબર હુઇને ગુજરી દેખન આયરે;
કે અલીયાં ગલીયાં કયા ફીરના, ગોરી પેઠો પડદા માંહરે
કે પડદેમેં બેઠી મોજ કરો ગોરી ચાવો નાગરપાનરે;
કે અલીયાંરે ગલીયાં બહોત ભલી, તેરે પડદેકું લગાદેઉ આગરે
કે હીદવાણી તું હરામજાદી, બાદશાકુ દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો હમારી બાતરે
કે કાથ કથીરમે કયા પહેરના ગોરી પેહેરો સોના શેરરે.
કે કાથ કથીર મેરે બોતભલી, તેરે સોનેકુ લગાદેઉ આગરે
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકૂ દેવે જવાબરે;
કે બાદશાહ કેવે સુણ ગુજરી તુમ સુણો અમારી બાતરે.
કે કાળી કામળમેં કયા ઓઢના ગોરી પેહેરોને દક્ષણી ચીરરે
કે કાળીકામળ મેરે બોહોત ભલી, તેરે ચીરકું લગાદઉં આગરે
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે;
કેબાદશાહ કેવે સુણ ગુજરી તુમ સુણો અમારી બાતરે
કે ઘેંશ છાશમેં કયા ખાના, ગોરી ખાવને નાન પૂલાવરે

કે નાન પલાવમેં કયા ખાના મેરા હીંદુકા અવતારરે.
કે હીંદવાણી તું હરામજાદી, બાદશાકુ દેવે જવાબરે;
કે બાદશાહ કેવે સુણ ગુજરી, તુમ સુણો અમારી બાતરે.
કે મકનારે હાથી અજબ બના, ને ગોરી હાથી દેખન આવરે
કે તેરે હાથીમેં કયા દેખના મારે ઘેર ભુરી ભેંશરે.
કે ૮ કે સવામણ દુધકરે તારા હાથીથી ભલેરી મારી ભેંશરે:
કે દહી દુધકી નદી ચલાઉ, માખણકી બાંધુ પાળરે.
કે હીંદવાણી તું હરામજાદી બાદશાકુ દેવે જવાબરે;
કે બાદશાહ કેવે સુણ ગુજરી, તુમ સુણો હમારો બાતરે.
કે મેરા કુંવર અજબ બન્યા ગોરી કુંવર દેખને આવરે;
કે તેરા કુંવર મેં કયા દેખના મેરી ગાયુકા ગોવાળરે.
કે હીંદવાણી તું હરામજાદી બાદશાકુ દેવે જવાબરે;
કે બાદશાહ કેવે સુણ ગુજરી, તુમ સુણો અમારી બાતરે.
કે મેરી સોળશે રાણીઓ અજબ બની તે રાણી દેખનઆવરે
કે તેરી રાણીમેં કયા દેખના, મેરે પાની ભરે પનીઆરરે
કે હીંદવાણી તું હરામજાદી, બાદશાહકુ દેવે જવાબરે;
કે બાદશાહ કેવે સુણ ગુજરી તુમ સુણો હમારી બાતરે.
કે મેરા ઘોડા અજબ બન્યા ગોરી ઘોડા દેખન આવરે;
કે તેરે ઘોડેમેં કયા દેખના મેરે ઘેર ગવરો ગાયરે.
કે હીંદવાણી તું હરામજાદી, બાદશાકુ દેવે જવાબરે;
કે બાદશાહ કેવે સુણ ગુજરી તુમ સુણો અમારી બાતરે.
કે મેરી મુછો અજબ બની, ગોરી મુછોપર મોહી આવરે.
કે તેરી મુછોમેં કયા દેખના, મેરા બકરા જેશા પુંછરે;
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે.

કે બાદશા કેવે સુણુ ગુજરી, તુમ સુણો હમારી બાતરે;
કે કીયુ તમારૂ સાસરૂ ને કીયા પુરૂપ ઘેર નારરે.
કે ધઢગોકુળ મારૂ સાસરૂને, ચંદા પુરૂષ ઘેર નારરે
કે હીંદવાણી તું હરામજાદી, બાદશાહકુ દેવે જવાબરે;
કે બાદશાહ કેવે સુણુ ગુજરી, તુમ સુણો અમારી બાતરે.
કે કોણ દેશની ગોવાલણીને શું છે તારૂ નામરે;
કે ધઢમાંડવકી ગોવાલણીને મેનાગુજરી મારૂં નામરે.
કે હીંદવાણી તું હરામજાદી, બાદશાકુ દેવે જવાબરે;
કે બાદશાહ કેવે સુણ ગુજરી તુમ સુણો અમારી બાતરે.
કે છોટી મટકીકા મુલ કરોને ગોરી ઉશકા કયા હોય મુલરે
કે છોટી મટકીકા મુલ કરૂ તો તેરી શુદ્ધબુદ્ધ જાવે ભુલરે
હીંદવાણી તું હરામજાદી બાદશાકુ દેવે જવાબરે;
કે બાદશા કેવે સુણ ગુજરી તુમ સુણો હમારી બાતરે.
કે દુસરી મટકીકા મુલ કરોને, ગોરી ઉસકા કયાહોય મૂલરે
કે દુસરી મટકીકા મુલ કરૂ તેરી સોળસે રાણીઓ દુલરે;
કે સોલસેં રાણીઓ સજ કરૂં, તેરા કોઈ ન લેવે નામરે.
કે હીંદવાણી તું હરામજાદી, બાદશાકુ દેવે જવાબરે;
કે બાદશાહ કેવે સુણ ગુજરી, તુમ સુણો અમારી બાતરે.
કે તીસરી મટકીકા મુલ કરોને ગોરી ઉસકા કયા હોયમુલરે
કે તીસરી મટકીકા મુલ કરૂ તેરા મકના હાથી દુલરે;
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે
કે બાદશા કેવે સુણ ગુજરી તમ સુણો હમારી બાતરે;
કે ચોથી મટકીકા મુલ કરોને ગોરી ઉસકા કયા હોય મુલરે;
કે ચોથી મટકીકા મુલ કરૂ તારી સારી દીલ્લી દુલરે;

કે હીંદવાણી તું હરામજાદી, બાદશાકુ દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તુમ સુણો હમારી બાતરે.
કે તેરા રૂપતો કીને દીયા જાણે સોની ઘડે સોનારરે;
કે અલ્લામીઆંને મુજે રૂપ દીયા મેરા કરમ કીરતારરે.
કે હીંદવાણી તું હરામજાદી, બાદશાકુ દેવે જવાબરે;
કે બાદશાહ કેવે સુણ ગુજરી તુમ સુણો હમારી બાતરે.
કે ગલબલ ગલબલ કયા બોલતી ગોરી બોલો સમજકી બાતરે.
કે અકડ છકડ ગોરી કયા બોલતી કાંઇ છકડ લગાઉ દોચારરે
કે તું નવ જાણીશ એકલી મારા ગુજર ચઢે નવલાખરે
કે હીંદવાણી તું હરામજાદી બાદશાકુ દેવે જવાબરે;
કે બાદશા કેવે સુણ ગુજરી તુમ સુણો હમારી બાતરે.
કે મારૂ તમાચોને ઉડજાય પઘડી મુખડા હોજાય લાલરે;
કે ટકે ટકે તેરા ટટ્ટુ બેચાઉ દમડીકા દશ ઉંટરે,
કે ટકે ટકે તેરી ઢાલ બેચાઉ ને દો કોડી તલવારરે;
કે બાદશાહકુ તો ગુસ્સા લગાને ડાલી બેડી માંયરે.
કે હાથે ડાલીરે હાથ કડીયાંને ઉસકુ હાથીપર બેઠલાયરે;
કે હાથીકે હોદેપર બેઠી ઉસકા કોઇ ન લેને નામરે.
કે બ્રાહ્મણ વીરા વીનવું તને આલુ હૈયાનો હારરે;
કે કાગળ જઇને આપજે મારા હીરા દીયરને હાથરે.
કે હીરીએ કાગળ વાંચીયો ભાઈ ગુજરી પડી બેડી માંહીરે;
કે ચંદે કાગળ વાંચીયોને ગુજરી પડી બેડી માંહીરે,
કે છો પડી ભાઇ પડવા દો કાંઈ એવી લાવીશું બેચારરે;
કે તાણીબાંધો ભાઈ ઢાલ તરવારોને તાણી બાંધોને હથીયારરે
કે સુરા હોયસો સાંગ ચલોને નહી કાયરકા કામરે;

કે કેસરીયા ભાઈ વાધા પેહેરોને હોળાઓ લાલ ગુલાલરે.
કે ત્યાંથી હીરીઓ દોડીઓને ગયો તે ઘોડારની પાસરે;
કે તાંણીને બાંધો તંગડોને ઢીલી મેલો લગામરે.
કે દીલ્લી જીતીને ઘેર આવું તો રેવંત મારૂં નામરે;
કે હીરીઓ ઘોડે એકજ ચઢયો ને ગુજર ચઢયા નવ લાખરે
કે હીરીએ ઘોડા ખેડીઓને ઘોબી માર્યા પચાસરે.
કે લેજે ભવાની લાગ આતો ગુજર કેરો રોગરે;
કે ચંદે ઘોડો ખેડીઓને જાય દીલ્લી મેદાનરે.
કે હીરીઓ પેડો શેહેરમાંને કંદોઇ નાઠા જાયરે;
કે તોપેડી ધમરોળ હુઇને હુવા અંધારા ઘોરરે.
કે બાદશાહકુ તો ખબર નહીંને રઇયત નાઠી જાયરે;
કે સુતો બાદશાહ જાગજે તારે નગર પડયો બેકારરે.
કે સુતો બાદશાહ જાગીઓ ભાઈ કયા હોતા ધમરોળરે;
કે સુતો બાદશાહ જાગીઓને મુગલ ચઢયા બાણું લાખરે.
કે તાંબાની નોબત ગડગડેને જેના ઢમકે વાગે ઢોલરે.
કે ફાગણસુદ ચઉદશને દહાડે માગલો મચ્યો જોરરે;
કે ગુજરી રહીને બોલીયાં ને બોલ્યાં એકજ બોલરે
કે હીરીઓ પેહેરે કાંચળીને હથીયાર મુજને આલરે;
કે બાદશાહ સાથે એસી લડુ મેરા જુગમેં હો જાય નામરે
કે તલવારે તાળીપડે ને બરછી ચાવે પાનરે.
કે અગાડી પછાડી દેરા તાણોને બીચમે રખો મેદાનરે.
કે વચમાં રાખો ગુજરી ભાઈ જે જીતે તે લેઈ જાયરે;
કે હીરીયોને ચંદીઓ બોલીયા રાજા સાંભળો અમારી વાતરે
કે પેહેલો ઘાવ તમે કરોને, અમે તમારી રૈયતરે.

ફ પેહેલો ઘાવ બાદશાહે દીધો ગુજર લશ્કર માંહરે;
ફ હીરીઓ ચંદીઓ ગુસ્સે થયાં જેમ બકરામાં પડીયા વાઘરે
ફ તલવારોની તાળી પડેને લોહીનો વરસ્યો મેઘરે;
ફ તમારી ગુજરી તમને મુબારક ગુજરી અમારી બેહેનરે.
ફ ત્યાંથી ગુજરી ચાલીયાંને ગયાં સાસુને ઘેરરે;
ફ સાસુ મેણાં બોલીયાં, વહુ જાઓ બાદશાહને ઘેરરે.
ફ આ વહુઅરને જવાદોને હું બીજી પરણાવું કાલરે;
ફ આ વહુઅરને જવા ન દઉં મારા ગુજરનો પત જાયરે.
ફ ત્યાંથી ગુજરી ચાલીયાને ગયાં નણંદને ઘેરરે;
ફ નણદલ મેણાં બોલીયાં ભાભી જાઓ બાદશાહને ત્યાંયરે
ફ ત્યાંથી ગુજરી ચાલીયાં ને ગયાં તે પાવાગઢરે;
ફ પાવા તે ઘઢમેં અલોપ હો ગઈ માહાકાળી કહેવાયરે.

---

## મીસરી.

ફે આઠ કુવા નવ વાવડીજી સોલસે પનીહાર;
ઉસમે કુન ગોરી પતલી ઓ મીસરી,
પતલી કમર લંબે બાલ.
ફે ઘાટ ઘડુલો રેંટીઓજી, પડી લાલ ગુલાલ
કાંતનવાલી પતલી ઓ મીસરી,
લળી લળી નાંખે તાર.
ફે એડીની ગેડી કરૂજી, કેડોની કરૂ કમાન;
નયણાંના કરૂ બે ભાલકા ,ઓ મીસરી
પાડુ ચતુરસુજાણ.
ફે ચતુર પુરૂષની ગોરડીજી, હશી હશી ઉત્તર દેશ.

મુરખ પુરૂષની ગોરડીઓ મીસરી.

રાગ રાગ ઉત્તરદેશ.

કે હસત જોબન ખસતજી, રૂવે તો કાજસે હોજાય;
એસો પિયારો મેરા સાહીબો ઓ મીસરી,
સાંજ પડે ઉડ જાય.

કે દાઢમ શુકે દહાડીએજી ઘેર સુકાય ઘરનાર;
બાપ ઘેર સુકાય બેટડી ઓ મીસરી,
હીણા પુરૂષ ઘેર નાર.

કે રાજવણુ બેઠી રાજમેજી ખભે ઉઘાડા કેશ;
ઇસ જોબનકે કારણે ઓ મીસરી,
દીલ્લી બેકાતી લેશ.

કે તેરી દીલ્લીને મેરા આગરાજી તેરે મેરે કાયકા સ્નેહ;
તેં ચમકાવી વીજળી ઓ લોભીડા,
મેં વરસાવ્યો મેહ.

કે ઘરના ઘોડા ચઢેજી, નગર લીઓ કયું જાય;
કેઇ મારી સાહેલીએ ભોળવ્યો ઓ મીસરી,
નિત્ય ઘર ભુલી જાય.

કે હાથુના હથવારાં કરૂંજી, નેણુસે લિયોરે બોલાય;
સમજાવ્યો ના સમજે ઓ મીસરી,
મુરખ બેઠો ગુમાર.

કે પાલણપુર દીવડો બળેજી, કાજળ પડેરે સનેસ;
કે આંજનબાલી પતલી ઓ મીસરી,
મુલક બસે મેવાડ.

કે કોયલને કેમ મારીયેજી, આંબાની રખવાળ;

મારીએ હરામી સુડલો ઓ મીસરી,
અણ ચાખ્યાં ફળ ખાય.
કે ગોરીને કેમ મારીયે, સેજોની રખવાળ;
મારીએ હરામી સાહબો ઓ મીસરી,
સેજ પરાઈ જાય.
કે માણેકચોકકે બજારમેંજી, બેકાય લાલ કમાન;
કે બેચનવાલા ઘર નહિ ઓ મીસરી,
કીસપર કરૂં ગુમાન.
કે માણેકચોકકે બજારમેંજી, હીરાલાલ બેકાય;
ચતુર હોયસો મુલવે હો મીસરી,
મૂરખ ફેરા ખાય;
કે નદીકીનારે સાહબા મુંડદા જલેજી ધુવાન પ્રગટ થોય
ગયાં ન જોબન સાંપરે ઓ મીસરી.
મુવા ન જીવે કોય.
પ્રીતી કરના ઉંચસેજી, સદા નીભાયો જાય;
નીચસે કયા કરે પ્રીતડી ઓ મીસરી.
સદાય મેણાં ખાય.
કે કંકણ કુવો ગોડાવીયોજી રેંટ ફરે મેવાડ;
સીંચનવાળી પાવાગઢ વસે ઓ મીસરી,
જેનો ચંપો પીએ ગઢનાળ.
કે પ્રીત કરી બે જણેજી માળીને રંગરેજ;
રંગરેજ લાવે ચુંદડી ઓ મીસરી,
માળી લાવે ફુલ.
કે ફુલમે કયા પહેરનાજી, ધુપ પડે કુમલાય;

ભલી બિચારી કલીયાં ઓ મીસરી,
સાંજ પડે બિલજાય.
ચુંદડીમેં કયા પેહેરનાજી, મુંહ પડે રંગ જાય;
ભલો બિચારો સાલુડો ઓ મીસરી,
ધોએ ધોએ રંગ રેહ.
ખેતર હોય તો ખેડીએજી, ડુંગર ખેડયા ના જાય.
કુવો હોયતો ગાળીએ ઓ મીસરી.
સમુદ્ર ગાળ્યા નવ જાય.
કે કાગળ હોયતો વાંચીએજી, કર્મ વાંચ્યા નવ જાય;
કે ત્રાગ હોયતો તોડીએ ઓ મીસરી,
પ્રીત તોડી કેમ જાય.
મારા ઠાકોરનો ઘોડીલોજી, દીઠો કલાલને હાટ;
દારૂડાનો છાકયો મારો સાહબો ઓ મીસરી,
ગયો કલાલને હાટ.
કે નહિ તારા સાહબાને ભોળવ્યોજી,નહિ મેલીયો રે બોલાય
દારૂડાનો છાકયો તારો સાહબો ઓ મીસરી;
આવ્યો કલાલને હાટ.
કે મારા ઠાકોરની મોજડીજી, દીઠી કલાલને હાટ,
દારૂડાનો છાકયો મારો સાહબો ઓ મીસરી,
ગયો કલાલને હાટ.

---

## સાતવાર.

આદીતે આનંદ સઈયર કહુછું રે;
મારે ગિરધરશું ઘરવાસ વ્રજમાં રહુછું રે;

શોમે પામ્યા સુખ શીવજી મળીયારે,
આ નંદજીનો લાલ મુજને ગળીયારે.
આ મંગળે મને હેત હરીશું લાગ્યુંરે,
આ હૃદયકમળનું બાન હઈયે વાગ્યુંરે;
આ બુધ આવ્યો સુધ જોવા જઈયેરે,
આ છાની કરીએ ગુજ વહાલાં થઈએરે.
આ બ્રહસ્પતી ગુરૂ પ્રતાપ સુખ છે સહુનેરે,
આ રાખી ઘણો આનંદ રાધા વહુનેરે;
શુકરના સરવ બોલ સઉને ગમતારે,
આ લેતા તાળી હાથ, રજની રમતારે;
આ શનીશ્ચરે સંદેશો, હરીને કહાવ્યોરે;
આ જોગ બન્યો છે આજ, રમવા આવોરે.
આ સાત વાર જે ગાય, નરને નારીરે;
તેનો વઈકુંઠ વાસજ થાય, દેવ મોરારીરે.

---

## આઠ વાર.

( કારતકે કાજળીને તજીયું એ રાગ )

આદીતે અકળ કળા તારી, જાવુંરે હુંતો વદનાકમળ વારી;
ત્રીકમજી હુંતો છું તારી, આવોને ઘેર જસોમતીના જાયા.
મને તારી તારી લાગી છે માયા. આવોને. ટેક ૧
સોમે તો શોભે સોહાગી, મને તો તારી લેહે લાગી;
કટારી કાળજડે વાગી. આવોને, ૨
મંગળે તો મન વિચાર કરીએ, ધીરજ તો કેઇ પેરે ધરીએ;
દીવસ રાત રોઈ રોઇને મરીએ. આવોને. ૩

બુધે તો બુદ્ધિ વિચારો, દુઃખરે મારૂં દીલ મધે ધારો;
મુને મેહઅગ્નિમાં શીદ બાળો; આવોને. ૪
ગુરૂવારે ગુણ ગાઉં તારા, અવગુણ શા છે હમારા
આંખે વેહે છે આંસુની ધારા. આવોને. ૫
શુક્રરે શું કરીએ હેલી, નમેરાનો નાથ ગયા મેલી;
હવે મારૂં કોણ થશે બેલી. આવોને ૬
શનીવારે સામળીયો આવ્યા, થાળ ભરી મોતીડે વધાવ્યા
ગોપીના સુખસાગર કાવ્યા. આવોને. ૭
સાતેવાર સમજીને ગાશે, તેના સહુ દુઃખ દાળિદ્ર જાશે;
કવિ કહે સુખ સંપત થાશે. આવોને. ૮

## પંદર તીથીઓ.

પડવે આવી પકડો મારી બાંયરે છોગાળા એ રાગ
પડવે પ્રિતમ પ્રિત તજી કેમ ચાલ્યારે, ગીરધારી.
માનીતિ કુબજાને મોહોલે માહાલ્યારે, હો ગીરધારી;
બીજે બંસીવટમાં વાટયું જોતીરે, ગીરધારી;
કોઈ મળે મથુરાં વાટ પુછી લેતીરે, હો ગીરધારી. ૨
ત્રીજે ત્રીકમ તનમારાં તરફડતાંરે, ગીરધારી;
ગોકુળીઆમાં ઘેલાં ઘેલાં ફરતાંરે, હો ગીરધારી. ૩
ચોથે ચત્રુભુજ શરણે રાખોરે, ગીરધારી;
હરી સુખ દુઃખ કેરી વાત અમશું ભાંખોરે, હો ગીરધારી ૪
પાંચમે પુરૂષોત્તમ કેમ વીસારીરે, ગીરધારી;
પ્રિત કરી કેમ મૂકી વ્રજની નારીરે, હો ગીરધારી. ૫
છઠ્ઠીને દીન છોગાળો જો આવેરે, ગીરધારી;

વાંસલડીના શબ્દે વન બોલાવેરે હે ગીરધારી.
સાતમે સાંમળીઆ વીણુ નવ ગમતુંરે, ગીરધારી;
રહે મનડું મારૂં હરીવર પાછળ ભમતુંરે, હેગીરધારી. ૭
આઠમે અલબેલા અંતરજામીરે, ગીરધારી;
લ્યો દાશીની સંભાળ ગરૂડાગામીરે, હો ગીરધારી. ૮
નોમે નોતમ ખેલ કરે બ્રિજબાશીરે, ગીરધારી;
નવ ગોઠે ગોવિંદ ખેલ રહુ ઉદાશીરે, હો ગીરધારી. ૯
દશરાને દીન સરવ સજે શણુગારરે, ગીરધારી;
પણ હરી વિણુ લાગે આગ તણા અંગારરે હો ગીરધારી ૧૦
એકાદશીનો ઓછવતે નવ ગમતોરે, ગીરધારી;
અલબેલો કામાગ્ની રહેછે દમતોરે, હો ગીરધારી. ૧૧
બારશે બહુ વિધથી ખેલે બાળારે, ગીરધારી;
શા કર્મે મૂકી ગયા મને ગોવાળારે, હો ગીરધારી. ૧૨
તેરશે આ તનડુ ફટકી જાયરે, ગીરધારી;
મોહન વીનાતો મંદીર ખાવા ધાયરે, હો ગીરધારી. ૧૩
ચોદશે ચીંતામાં ગઇછું ચુકીરે ગીરધારી;
માત પિતાની લજ્જા તો મુકીરે, હો ગીરધારી. ૧૪
પુનમને દીન પુરણ પ્રગટે ચંદરે, ગીરધારી;
પણુ સામળીયા વીણુ કરૂં અતિ આક્રંદરે,હો ગીરધારી ૧૫
આ પંદર તિથી હરિ વિગોગ દુખની ગાશેરે ગીરધારી.
ગોવરધનનો સ્વામી પરસન થાશેરે, હો ગીરધારી. ૧૭

---

## પંદર તીથીઓ.

પડવાની પણુ પ્રીત ગટમટ ભુલીરે

મારા હરીવીના એક વાત સરવે સુનીરે. ૧

બીજે બાળે વેશ રહીછુ બાળીરે;
આ ઘરમાં કેમ રહેવાય વાગે તાળીરે.

ત્રીજે ત્રીભોવનરાય રાજ પધારોરે;
હરી આવોને આપણે ઘેર હેત વધારોરે. ૩

ચોથે ચંચળ નાર ચતુરાં ચાલેરે;
પેલો વડોદરાનો વઇદ દુખડાં ટાળેરે. ૪

પાંચમના પડદા હરીશું રાખ્યારે;
મારે પ્રેમરસ પીવા કાજ હરી રસ ચાખ્યારે. ૫

છઠીના લખીયા લેખ તે કેમ ટળશેરે;
મારે પેલા ભવની પ્રીત આવી મળશેરે ૬

સાતમના સંતાપ હરીશું અમનેરે;
આ શું કહિએ મહારાજ લાજ નહી તમનેરે. ૭

આઠમે ઓછવ થાય હરી હોયહે લીરે;
મારે સોળ ગોપીયોનો સાથ રમવા ઘેલીરે. ૮

નોમે નમેરા નાથ નમેરા ન થઇયેરે;
આ ગોકુળીયું મેલી મધુરાં ના જઇયેરે. ૯

દશમે દિન રાત દેહી મારી દાઝેરે;
ઘેર નાવલીયો રીસાય તે ઘણું સાલેરે. ૧૦

એકાદશીનાં વ્રત મારે કરવાંરે;
શ્રી જમનાજીનાં ધ્યાન મારે ધરવાંરે. ૧૧

દ્વાદશીને દહાડે દરશન અમને દેજોરે;
મારા શામળીયા ભગવાન સનમુખ રહેજોરે. ૧૨

તેરસના તો તન અમારા ડુટયારે;

આ હરી હરી કરતાં હોડ હમારા સુકયારે. ૧૩
ચઉદશે તો ચતુર નર શું વહાયારે;
ઘેર રાધા સરખી નાર શું રીસાયારે. ૧૪
પુનમે તો પંદર તથો થઈ કહાવેરે;
મુને સેજડીએ સુતાં નીંદ્રા ના આવેરે. ૧૫

## પંદર તીથીઓ.

હરીહઠ મેલને રાધે, મેરી સંગ બોલને રાધે;
અબોલાબોલને રાધે, ઘુંઘટડા ખોલને રાધે.
કહ્યા મેરા માનને રાધે. ૧
પડવે મોરી સાહેલડી, પેઉજી વાડીએ જાય;
પેઉજી લાવે દાડમ, ગોરી છોલેને પેઉજી ખાય.
હરીહઠ મેલને રાધે.
બીજે મોરી સાહેલડી, બાળોજ ઉગ્યો ચંદ.
દાઢમ ફેરે દંતડે ગોરી આસો માંડયો ફંદ;
હરીહઠ મેલને રાધે. ૨
ત્રીજે મોરી સાહેલડી, તરીઆજ વારોવાર;
આ શું ભુલી સુંદરી, ભુલી કંકુને કાજળ સાર.
હરીહઠ મેલને રાધે. ૩
ચોથે ચમકતી મેં સુણી, જોબન બાળે વેશ;
ભરજોબનમાં એકલી, જેના પીઉ ગયા પરદેશ.
હરી હઠ મેલને રાધે. ૪
પાંચમે મોરી સાહેલડી, પંથ પલંગ કંથ દુર;
ભરજોબનમાં એકલી, મારૂં જોબન જાય ભરપુર.

હરી હઠ મેલને રાધે. ૫

છઠે મોરી સાહેલડી, છઠીજ વારોવાર;
પરદેશી રાજ પધારશે, આપણે બેશીશું હારોહાર.
હરી હઠ મેલને રાધે. ૬

સાતમે મોરી સાહેલડી, સાતેજ કીધો સ્નેહ;
ચોમાસાની રત ચીકણી, ઝીણા ઝરમર વરસે મેહ.
હરી હઠ મેલને રાધે. ૭

આઠમે મોરી સાહેલડી, આઠજ જોડાજોડ;
પરદેશી રાજ પધારશે, આપણે બેશીશું મોડામોડ
હરી હઠ મેલને રાધે. ૮

નોમે મોરી સાહેલડી, નવલાંજ પહેરૂં ચીર;
દીપક લેઇ મેહેડે ચડું, મારે નયણે વછુટયાં નીર.
હરી હઠ મેલને રાધે. ૯

દશમે મોરી સાહેલડી, દશરા પુજવા જાય;
પુજ્યા તે નર પામીયા, મારા રાયજાદા ભરથાર.
હરી હઠ મેલને રાધે. ૧૦

અગીઆરશે મોરી સાહેલડી, મેં કીધી શીવરાત
પરોઢીએ ઉઠી પારણાકરૂ, મને કૃષ્ણ જાયાની ઘણી ખાંત
હરી હઠ મેલને રાધે. ૧૧

બારશે મોરી સાહેલડી, બારજ બાંધ્યા બંધ;
કસનારા નર કસી ગયા, એતો કદીએ ન છુટે બંધ.
હરી હઠ મેલને રાધે. ૧૨

તેરશે મોરી સાહેલડી, વાદળ વાધ્યો રંગ;
ઓસડની મુળી એકછે, મને ડશીયો કૃષ્ણ ભોરંગ;

હરી હઠ મેલને રાધે. ૧૩
ચઉદશે મોરી સાહેલડી, પાસા લીધા હાથ;
મેં જાણ્યું પડશે પાધરા, એતો પડીયાછે બારેવાટ
હરી હઠ મેલને રાધે. ૧૪
પુનમે મોરી સાહેલડી, પુરીજ કરજે આશ;
મેં જાણ્યું હરી આવશે, હવે થઇ બેઠીછું નીરાશ.
હરી હઠ મેલને રાધે. ૧૫



## પંદર તીથીઓ.

સખી પડવેતે પંથે ચાલ્યારે, મહા વનના તે મારગ ઝાલ્યારે;
સાથે સીતાને લક્ષમણ બાળા, રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે. ૧
સખી બીજે મઢીમાં બીરાજેરે, જેવાં નદીયો તણાં નીર ગાજેરે;
રામ મેલી ગયા રૂડું રાજે, રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે. ૨
સખિ ત્રીજે તે વન કેરી ઝાડીરે, દશ ફળ મંગાવેછે દહાડીરે
સારી શોભે સિતાજીની વાડી, રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે ૩
સખિ ચોથે કેવડિયો મેહેકેરે, ફાલ્યો ફુલ્યો ને મોગરો લેહેકેરે;
એવી લીલી લતાઓ લહેકે, રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે. ૪
સખિ પાંચમે પોપટ પાળ્યોરે, પાંખ લીલીને કાંઠલો કાળોરે;
મુખે રામ ભણંતો ભાળ્યો રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે. ૫
સખિ છઠે છેતરવાને આવ્યોરે, કુડો કપટી રાવણ સાથે લાવ્યોરે;
એ મુખનો મરગ બનાવ્યો, રઘુપતિ રામ રૂદયમાં રેહેજોરે. ૬
સખિ સાતમે શ્રી હરી સમર્યારે, વાડી ભેળી ઉરાડયા છે ભમરારે;
રૂખ સાહિને ઉપાડયા ડમરા, રઘુપતિ રામ રૂદયમાં રેહેજોરે. ૭
સખિ આઠમે એને નિહાળ્યોરે, ધનુષ ધારીને મૃગલો માર્યોરે

મૃગ મરતી વખતે પોકાર્યો, રઘુપતિ રામ રૂદયમાં રેહેજોરે. ૮
સખિ નોમે તે નાંખ્યો તીરરે, જઈ વાગ્યો છે મરગ શરીરરે;
વારે ધાજો લક્ષમણ વીર, રઘુપતિ રામ રૂદયમાં રેહેજોરે.
સખિ દશમે કહે લક્ષમણનેરે, બેલી વીરો બોલાવેછે તમનેરે;
આડી આણ દીધી છે અમને, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૧૦
સખિ એકાદશી અપવાશીરે, લંપટ લેવાને લાગ તપાસીરે;
રાવણ સિતાને લઈ ગયો નાશી, રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે.
સખિ બારશે હનુમાન બળીયોરે, થેકી સમુદ્રપાર નિકળિયોરે;
જઈ જોગમાયાને મળિયો, રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે. ૧૨
સખિ તેરશે ત્રંબાળુ ભાજેરે, હાક હનુમાન કેરી વાગેરે;
લાહાય લંકા તે ગઢમાં લાગે, રઘુપતિ રામ રૂદયમાં રેહેજોરે. ૧૩
સખિ ચઉદશે ચિત વિચારીરે, ફોજ વાંદરાની રચી સારીરે;
રામે રાવણ નાંખ્યો મારી, રઘુપતિ રામ રૂદેમાં રેહેજોરે. ૧૪
સખિ પુનમે પ્રભુજી આવ્યારે, થાળ ભરી મોતીડે વધાવ્યારે;
માતા કૌશલ્યાને મન ભાવ્યા, રઘુપતિ રામ રૂદેમાં રેહેજોરે. ૧૫
સખી પંદર તથો થઈ પુરીરે, એમાં એક નથી અધુરીરે;
આત્મારામની વાણી મધુરી, રઘુપતિ રામ રૂદેમાં રેહેજોરે, ૧૬

---

## પંદર તીથીઓ.

સાંભળ સૈયર વાતડી, મુજ દિલની આજે;
હાંહાંરે મુજ દીલની આજે.
સ્યામ સખી તજી ગયા, જુરૂ દિવસને રાતે;
હાંહાંરે જુરૂ દિવસને રાતે. ૧
પડવે પ્રીતિ મેં કરી, પાતળીયા સાથ હાંહાંરે

દુ:ખ દરીઆમાં મેહેલીને ગયા મુજને નાથ. હાંહાંરે. ૨
બીજે અંતર બીડીયું, તપે વહેને તાપે; હાંહાંરે.
ગેબી ઘા મને મારીયો, કહીયે કો આગે. હાંહાંરે. ૩
ત્રીજે કેમ તજી ગયા શો વાંક હમારો; હાંહાંરે.
કુબ્જાશું રંગે રમો, ઘટે તોલ તમારો. હાંહાંરે. ૪
ચોથે ચીતમેં જાણીયું, હરી આવી મળશે; હાંહાંરે.
સુખ સખિ સહુને થશે, દુખડાં દુર ટળશે. હાંહાંરે. ૫
પાંચમે પીડ હું જાણતી, કરતી નવ પ્રીતી; હાંહાંરે.
કાળજ કોરી નાખીયું, કરી દુશમન રીતી. હાંહાંરે. ૬
છઠે છળ કરી છેતરી, ગયા ગોકુળ મેલી; હાંહાંરે.
વ્રહે અગ્નિની આંચમાં, મુકી મુજને ઠેલી. હાંહાંરે. ૭
સાતમે સઉ સખીઓ મળી, વિચાર શો કરવો હાંહાંરે.
જીવણ જો આવે નહી, આ દેહ નથી ધરવો. હાંહાંરે. ૮
આઠમે ઓધવ આવિયા તેણે જોગ બતાવ્યો; હાંહાંરે.
બહુ રીતે સહુ સમજાવીયાં, ગોપી મન ન ભાવ્યો હાંહાંરે. ૯
નોમે નમી ઓધવ કહે તમ પ્રેમે હું રાચું; હાંહાંરે.
પ્રેમ ભકિત મુજને મળે, હરી પાસે હું જાચું હાંહાંરે. ૧૦
દસમ દીન મથુરાં વિશે ઓધવજી આવ્યા; હાંહાંરે.
આવંતાં હરિયે પુછિયું, સમાચાર શા લાવ્યા. હાંહાંરે. ૧૧
એકાદશી હરી બોલીયા, મુજ ગર્વ ટળ્યો છે; હાંહાંરે.
ગોપીના પ્રેમ આગળે, જોગ ઝાંખો પડયોછે. હાંહાંરે. ૧૨
દ્વાદશી દીને દવ બળે, જે રીતે વનમાં; હાંહાંરે.
તે રીતે વ્રહે વ્યાપિયો, ગોપીના તનમાં. હાંહાંરે.
તેરશે તન વિચારયું, પ્રભુએ મનમાંહી; હાંહાંરે.

ગોપી સહુને સુખ દેઉં જાઉં ગોકુળમાંહી. હાંહાંરે૪૧
ચઉદશ દીન ચીંતા કરે સહુ બીજની બાલા; હાંહાંરે.
હજુ સુધી ના આવીયા, સખી નંદનાલાલા હાંહાંરે. ૧૫
પુનમ દિન પ્રભુ આવિયા, આનંદની હેલી; હાંહાંરે.
થાળ ભરી શગ મોતીઓ, ગોપી થઈ છે ઘેલી હાંહાંરે. ૧૬
પંદરે તથિઓ પ્રેમની, સહુ સુણજો કરણે; હાંહાંરે.
રણછોડ કહેછે કરગરી, પ્રભુ રાખજો શરણે. હાંહાંરે. ૧૭

## પંદર તીથીઓ.

પુનમે અમને પૂરણ દરશન દેજોરે, છોગાળા;
દયા કરી મારી દેહીના દુખડાં ખોજોરે, મોરલીવાળા. ૧
પડવે આવી પકડો મારી બાંહ્યરે છોગાળા;
કોઇ સતગુરૂની શીતળ રાખો છાંયરે, મોરલીવાળા. ૨
બીજે મારી બાળક બુદ્ધિ કાપોરે, છોગાળા;
દયા કરીને શિતળ સુખડાં આપોરે મોરલીવાળા ૩
ત્રીજે હું તો તત્પર થઈને બેઠીરે, છોગાળા;
મુખની વાણી મુજને લાગી મીઠીરે મોરલીવાળા. ૪
ચોથે ચતુરા શું ગયાછો ચુકીરે છોગાળા;
કાંઈ લેહ લાગી મેં લાજ સરવની મુકિરે મોરલીવાળા ૫
પાંચમે પુરણાવરતિ કેહેવાયરે છોગાળા
મુજથી હરિ વિનાતો ઘડીએ ના રેહેવાયરે મોરલિવાળા ૬
છઠ્ઠીના લખ્યા લેખ તે કેમ ટળશેરે છોગાળા;
મુજ પતિવ્રતાના કારજ કરવા પડશેરે. મોરલીવાળા. ૭
સાતમે હું ગુણ તમારા ગાતીરે છોગાળા;

મુજ પતીવ્રતાના કારજ કરવાં પડશેરે, મોરલીવાળા. ૭
સાતમે હું ગુણ તમારા ગાતીરે, છોગાળા;
આ મોરલીને શબ્દે હીંડુ છું માતીરે, મોરલીવાળા. ૮
આઠમે અવતરીયા અંતરજામીરે છોગાળા;
જાદવકુળમાં જન્મ્યા છો અંતરજામીરે મોરલીવાળા. ૯
નોમે કરવા નરપતીનાં કામરે, છોગાળા;
મુજ મંગળવાશી ગયા મથુરાં ગામરે, મોરલીવાળા. ૧૦
દશમે દાવાનળ આવી કોપ્યોરે, છોગાળા;
કાંઈમામો કંસ મારીને રણસ્થંભ રોપ્યોરે મોરલીવાળા. ૧૧
એકાદશીના પડદા આવી ખોલોરે, છોગાળા;
કાંઇ અંતરજામી અમસંગાથે બોલોરે, મોરલીવાળા. ૧૨
બારશે વંદ્રાવન રસ્તો ઝીલોરે, છોગાળા;
મુજ અપુરા જીવને શું મેલો છો વીલોરે. મોરલીવાળા ૧૩
તેરશે કાંઇ ચરણકમળ ચિત લાગ્યુંરે, છોગાળા;
કંઇ જનમોજન્મની ભક્તિ તમારી માગુરે. મોરલીવાળા ૧૪
ચઉદશે કંઈ ચરણ કમળની દાસીરે, છોગાળા;
મુજ મંગળવાશી ગયા મથુરાં નાશીરે, મોરલીવાળા. ૧૫
અમાસે કાંઇ ધરણીધર કેહેવાયરે, છોગાળા;
કાંઈ નરશીંહમેહેતો ગુણ તમારા ગાયરે; મોરલીવાળા. ૧૬



## પંદર તીથીઓ.

પડવે પાતળીયા ગિરધારી, મારે ઘેર આવજોરે લોલ;
બીજે બાળક બેઠું બહાર કે, મેં સમજાવીયુંરે લોલ.
ત્રીજે ત્રણ ભૂવનનો નાથ, મોનીડે વધાવીઓરે લોલ;

ચોથે ચંચળ બોલી નાર, મથુરાંની વાટમાંરે લોલ.
પાંચમે પગલાં ભરજો પ્રેમ, કે મારે ઘેર આવજોરે લોલ;
છઠે છોગાળા ભગવાન કે ભગતને તારજોરે લોલ.
સાતમે સરદ કરે એક નારકે, ગોકુળ ગામનીરે લોલ;
આઠમે અવતરીયા ભગવાન કે, નિરખુ નાથનેરે લોલ.
નોમે નરત કરે એક નારકે, ગોકુળ ગામનીરે લોલ;
દશમે માર્યો મામો કંશ કે, મથુરાંની વાટમાંરે લોલ.
એકાદશી પરણી લાવ્યા નાર કે, સતભામા ખરીરે લોલ;
બારશે બહુ બળીયા ભગવાન કે, દશોદીશ વાપીયારે લોલ.
તેરશે ધન ધુવે એક નાર કે, ગોકુળ ગામનીરે લોલ;
ચઉદશે બનસીબટને ચોકકે, રાસ રમાડજોરે લોલ.
પુનમે પંદર તથો થઇ પુરી કે, હરીગુણ ગઈ રહીરે લોલ.

---

## મલાવરાવનો રાસડો.

પેતળ લોટા જળે ભર્યારે, દાતણ કરતા જાવરે મલાવરાવ;
મોહેરનો સુબો ક્યારે આવશેરે. ટેક.
દાતણ કરશું વાડીએરે, ફરતી ફિરંગીની ફોજરે મલાવરાવ. ૧
ઘીની તે પ્યાલા એમ રહ્યારે, મરદન કરતાં જાઓરે મલાવરાવ;
મરદન કરશું વાડિયેરે, ફરતી ફિરંગીની ફોજરે મલાવરાવ. ૨
ત્રાંબા તે કુંડીયો જળે ભરીરે, નાહાવણ કરતાં જાઓરે મલાવરાવ,
નહાવણ કરશું વાડીયેરે, ફરતી ફિરંગીની ફોજરે મલાવરાવ. ૩
રાંધી રસોઇયો એમ રહીરે, ભોજન કરતા જાઓરે મલાવરાવ;
ભોજન કરશું વાડીએરે, ફરતી ફિરંગીની ફોજરે મલાવરાવ ૪
પાન સોપારીને એલચીરે, મુખવાસ કરતાં જાઓરે મલાવરાવ;

મુખવાસ કરશું વાડીએરે, ફરતી ફિરંગીની ફોજરે મલાવરાવ. ૫
સોના તે કેરાં સોગઠાંરે, રમત રમતા જાઓરે મલાવરાવ;
રમત રમશું વાડીએરે, ફરતી ફિરંગીની ફોજરે મલાવ રાવ.
ઢીચણ સામો ઢોલોયોરે, પોઢણ કરતા જાઓરે; મલાવરાવ.
પોઢણ કરશું વાડીએરે, ફરતી ફિરંગીની ફોજરે, મલાવરાવ. ૭
ક્યાંથી આવ્યા પીટયા જાંગલોરે, માગે ટોપીને ભુરો વેશરે; મલાવ.
રાણી રૂવે રંગમહેલમાંરે, દાશીઓ રૂવે દરબારરે. મલાવરાવ. ૮
હાટે રૂવે હાટ વાણિયારે, ચોરે રૂવે ચારણ ભાટરે મલાવરાવ.
શેહેર છોડી સુબો નિસર્યોરે, લીધી નડીયાદની વાટરે. મલાવરાવ ૯

## હિરાલાલનો રાસડો.

હીરાલાલ તું શીદને આવ્યો. ટેક.

આવ્યો ત્યારે ઘોડલીયે બેશી, ગયો ત્યારે પડદામાં પેશી; હિરા,
હિરાલાલે મોચીડા દંડયા, મોચીડે જોડા શીવી દંડ ભર્યારે. હિરા.
હિરાલાલે સોનીડા દંડયા, સોનીડે સોના ચોરી દંડભર્યારે. હિરા.
હિરાલાલે ઘાંચીડા દંડયા, ઘાંચીડે ઘાણી પીલી દંડભર્યારે. હિરા.
હિરાલાલે જોશીડા દંડયા. જોશીડે જોશ જોઇ દંડ ભર્યારે. હિરા
હિરાલાલે વાણિયા દંડયા, વાણિએ વણજ કરી દંડભર્યારે. હિરા
હિરાલાલે બ્રાહ્મણને દંડયા, બ્રાહ્મણે ભીખ માગી દંડભર્યા રે. હિરા
હિરાલાલે કોળીડા દંડયા, કોળીડાએ ખાતર પાડી દંડભર્યારે. હિરા.
હિરાલાલે નાગરને દંડયા, નાગરે નોકરી કરી દંડ ભર્યારે. હિરાલાલ
હિરાલાલે દોશીડા દંડયા, દોશીડે દુકાનો વેચી દંડ ભર્યારે. હિરા.
હિરાલાલે ગાંધીડા દંડયા, ગાંધીડે કોથળા કરી દંડ ભર્યારે. હિરા
હિરાલાલે દરજીડા દંડયા, દરજીડે દોરાવેચી દંડ ભર્યારે. હિરા.
દંડ્યા દંડયા નવ નારૂકારૂ દંડી દંડી ચારે વરણ. હિરા.

# ભાગ ત્રીજો.



## અભિમન્યુનો ચક્રાવો.

સરસત સ્વામીને વિનવું રે, ગણપત લાગુ પાયરે;
અજોધ્યાનગરીમાં દહીતનો વાસો, તેના તે મસ્તક ઉંચારે;
દહીતકાજે કૃસ્ને કણીઓરે ગાંડયો,
દહીતોમાંથી દહીતાણી નાઠાં, ગયાં ગયાં વનમાં ગયાંરે;
વનમાં જઈ અઈલોચન જન્મ્યા.
સોના કામડડીને રૂપાના ભાલા, અઈલોચન રંભા નીસર્યારે;
જઈ રહયા જઈ રહયા વગડારે વચ્ચે,
વનરે વગડામાં એક પંખી જનાવર,
તેરે જનાવર અઈલોચન માર્યા, ડોસી હે મેણાં બોલીરે.
બહુ છે બળીયો, બહુ બળવંતો,
એવો છે તો તારા બાપનું વેર લેને;
ત્યાંથી અઈલોચનને ઝાળો લાગી, આવી રહયા ઘર આંગણેરે;
કે' મારી મા મારો બાપ કેણે માર્યો,
બારે બારે વર્ષે દીકરી બાપ કેમ સાંભળ્યો,
ડોશી તે મેણાં બોલીરે,
તારો તે બાપ કાળા કૃષ્ણએ માર્યો.
ખભે કોડો અઈલોચન ચાલ્યા, જઈ રહયા વગડા વચ્ચેરે;
વનરે વગડાના લીલાં વૃક્ષરે વાઢયાં,
ડાળાં ડાળાં પાડયાં પાડયાં સુકયાં થડીયાં ઉપાડયાં,

લાકડાના બાંધી ભારીરે.
ત્યાંથી અઈલોચન સુતારી ઘેર આવ્યો,
ભાઈરે સુતારી તું મારો વીરો, પેટી ઘડી મને આલરે.
બોતેર ખાનાને એકજ કોઠો,
ત્યાંથી અઇલોચન લવારી ઘેર આવ્યો;
ભાઇરે લવારી તું મારો વીરો, આ મને પેટી જડી આલરે;
છત્રીસ તાળાંને બત્રીસ કુંચીઓ,
ત્યાંથી અઇલોચન ચીતારા ઘેર આવ્યો,
ભાઇરે ચિતારા તું મારો વીરો, પેટી ચિતરી આલ સારીરે;
ત્યાંથી અઇલોચન દરજીડા ઘેર આવ્યો,
ભાઈરે દરજીડા તું મારો વીરો, આની મને ગાદી સીવીઆલરે
પેટી ઉપાડી અઇલોચન ચાલ્યો,
જઈ રહયો જઈ રહયો વગડારે વચ્ચે, વડની છાંયે પેટી મુકીરે;
બ્રાહ્મણને વેશે કાળો કૃષ્ણજી આવ્યા,
ક્યાં જાઓછો મારારે જજમાન, કૃશ્નનું વેર વાળવા જાઉંરે.
કહો ગોરજી કાળા કૃશ્ન કેવારે હશે,
તુજ સરખાને તારારે જેવા, દેહીનું પ્રમાણું આલોરે;
લ્યો મારા ગોરજી દેહીનું પ્રમાણું,
ત્યાંથી અઇલોચન પેટીમાં સમાણા, કાળાકૃશ્ને તાળાં અડકાવ્યાંરે
ગોર મારા ગોર મને બહાર કાઢો,
કોણ તારો ગોરને તું કોણ જજમાન, હુંછું કાળો કૃશ્નરે.
પેટી હતી તે આકાશે ઉડાડી,
આકાશના દેવતારે જમાડયા, આ જુદ્ધ કેણે માંડયારે;
અઈલોચનને કાળા કૃશ્ને માંડયાં.

પેટી હતી તે પાતાળે પછાડી, પાતાળના શેષનાગ ડોલ્યારે;
આવું તે જુદ્ધ કેણે માંડયું.
અઇલોચનને કાળાકૃશ્ને માંડયું, તેનો થયો ખડભડાટરે;
ત્યાંથીરે અઇલોચન મૃત્યુરે પામ્યા.
ખભે પેટીને કાળો કૃશ્નજી ચાલ્યાં, જઈ રહ્યાં દ્વારકાં ગામરે.
પેટી હતી તે સુભદ્રાને આપી.
જોજોરે એની આ પેટી ઉઘાડતાં, સાચવી રાખજો પાસેરે
નણંદ ભોજાઇ બે માથાંરે જુએ,
નણદલ તમારા ભાઈ શું લાવ્યા, તે મુજને દેખાડોરે;
પેટી હતી તે સુભદ્રાએ ઉઘાડી.
ભાઇનું કહ્યું સુભદ્રાએ ન માન્યું, શ્વાસમાં વાસ સમાઇગયો
પેહેલોરે માસ એળેવેળે ગયો.
બીજેને માસે સૈયરને સંભળાવ્યું, ત્રીજાનો મરમ નજાણ્યોરે
ચોથેને માસે માતાને સંભળાવ્યું.
પાંચમે માસે બાંધીને રાખડી, છઠે તે કઢીયલ દુધરે;
સાતમેને માસે ખોળો ભરાવો.
ખોળો ભરાવીને મહીયરવળાવ્યાં, આઠમાનો મરમ નજાણ્યોરે
નવમેને માસે અભેમુન્ય જનમ્યા.
સોનાની સળીયે નાળ વધેર્યાં, પાણી સાટે દુધડે નવરાવ્યારે,
ચીર ફાડીને બળોતીયાં કીધાં.
જાદવનારે પારણાં બંધાવ્યા, ચોખા સાટે મોતીડે વધાવ્યાંરે
સાત પાંચ વરસના અભેમુન્ય થયા.
લેઇ પાટીને ભણવારે ગયા, ભણીગણી નવચંદા થયારે;
પોતાના કાકા સગાઇયોરે લાવ્યા.

ઓતરા અભેમુન્ય તારીરે નારી, વઇરાટની કુમારીરે;
લીલાને પીળા વાંસ વઢાવો, નવરંગો ચોરી ચીતરાવીરે.
ત્યાંથી અભેમુન્ય પરણવાને ચાલ્યા, સારાં તે સુકન થાયરે;
ત્યાંથી અભેમુન્ય સરોવરીએ આવ્યા, સુકાં સરોવર લીલાંથયાંરે
ત્યાંથી અભેમુન્ય ભાગોળે આવ્યા, ભાગોળે ભેળો વગડાવોરે.
ત્યાંથી અભેમુન્ય ચઉટામાં આવ્યા, ચઉટામાં ચમરઢળાવોરે;
ત્યાંથી અભેમુન્ય જાનીવાસે આવ્યા કાકાજી ચલુવા કરાવેરે.
ત્યાંથી અભેમુન્ય તોરણે આવ્યા સાસુજી પોંખવા આવ્યારે;
ત્યાંથી અભેમુન્ય માયરામાં આવ્યા, મામાજી કન્યા પધરાવોરે
ત્યાંથી અભેમુન્ય ચોરીમાં આવ્યા, મામાજી દો કન્યાદાનરે.
પેહેલું ને મંગળ હરતુંને ફરતું, દાદાજી દો કન્યાદાનરે;
દાદાએ આપ્યાં ઘોડીલાના દાન.
બીજું ને મંગળ ચોરીમાં વરત્યું, માતાજી દો કન્યાદાનરે;
માતાએ આપ્યાં ગાવડીયોનાં દાન.
ત્રીજુને મંગળ ચોરીમાં વરત્યું, વીરાજી દો કન્યાદાનરે;
વીરાએ આલ્યાં વે'લડીયોનાં દાન.
ચોથું તે મંગળ ચોરીમાં વરત્યું, ભાભીજી દો કન્યાદાનરે
ભાભીએ આલ્યાં ઝોટડીયોનાં દાન.
ત્યાંથી અભેમુન્ય પરણીને ઉઠયાં, માતાને પાએ લાગ્યાંરે;
પોતાની માએ આશીશરે આલી.
ઘણું જીવો દીકરા ઘણો આવરદા ઓતરા તારી નારીરે;
જોજે અભેમુન્ય તારીરે ગોરી, ગોરિછે ગુણવંતીરે
અમારા તે કુળમાં એવિરે રીતો વર સાથે કન્યા ન હોયરે.
પેહેલેરા પોહોરનાં શમણાંરે લાગ્યાં,

આરે શમણામાં કોરા કાંઠળુ નાંધાં,
એરે શમણાં દીકરી આળપંપાળ, તારાં શમણાંપડે સુકે લાકડેરે
બીજેલા પહોરનાં શમણાંરે લાગ્યાં,
આરે શમણામાં કોરાં ઘરચોળાં પેહેરયાં,
એરે શમણાં દીકરી આળપંપાળ, શમણાં પડો રાંક રેંટીયેરે.
ત્રીજેલા પહોરનાં શમણાંરે લાગ્યાં,
આરે શમણામાં રાયકો આણેરે આવે,
એરે શમણાં દીકરી આળપંપાળ, શમણું પડો સમુદ્રબેટમાંરે.
ચોથેલા પહોરનાં શમણાંરે લાગ્યાં,
બાળુડો અભેમુન્ય જુદ્ધે ચઢે છે ઓતરાને આણા આવ્યાંરે.
ઓતરાના બાપની ઊંચી હવેલી,
સોના કચોલાંને રૂપાના દોરા, ઓતરા માંથલા ગુંથેરે;
હીરૂડી વીરૂડી સાંઢે રતનો રબારી, વેગે આવંતો દીઠોરે.
મારીરે મા તમે પોઢેલાં જાગો, મા મારાં આણેલાં આવ્યાંરે
ઘણુંરે જીવો દીકરી એ શુ બોલ્યાં,
બારીએથી રહી રાણી ઓતરાએ પુછ્યું,
ક્યાંથી આવ્યા વીરા ક્યાં તમે જાશો.
બાળુડો અભેમુન્ય જુદ્ધે ચડેછે, ઓતરાને આણે આવ્યોરે;
બારીએથી ઓતરાએ પડતાંરે મુકયાં, ના રહી સુધને સાનરે,
ઓતરાને દાદે ડોસીડા જગાડયા, ચુંદડી કઢે આજ સારીરે
સારી સારી કાઢેને નુકશાન નીસરે,
દાદે ડોસીડાને મારવા લીધો.
ઓ મારા દાદા શીદને મારો છો, ઓતરાના કરમનો વાંકરે.
ઓતરાને દાદે મરૂડીયા જગાડયા, ચુડીલો કાઢે બહુસારોરે

સારા સારા કાઢે નંદાયલા નીસરે.
દાદે મરૂડીયાને મારવા લીધો.
ઓ મારા દાદા શીદને મારોછો, ઓતરાના કરમનો વાંકરે,
ઓતરાને દાદે સોનીડા જગાડયા, વાળીઓ કાઢ આજ સારીરે;
સારી સારી કાડે નંદાએલી નીસરે,
દાદે સોનીડાને મારવા લીધો,
ઓ મારા દાદા શીદને મારોછો, ઓતરાના કરગનો વાંકરે;
ઓતરાના દાદે માળીડા જગાડયા,
ગજરા કાઢે મોંઘા મુલનારે;
ખીલેલા કાઢેને કરમાએલા નીકળે,
દાદે માળીડાને મારવા લીધો,
ઓ મારા દાદા શીદને મારોછો ઓતરાના કરમનો વાંકરે.
ઓતરાને દાદે મોચીડા જગાડયા,
મોજડીઓ કાઢે મોંઘા મુલનીરે;
રાતી રાતી કાઢેને કાળી કાળી નીકળે,
દાદે મોચીડાને મારવા લીધો,
ઓ મારા દાદા શીદને મારોછો, ઓતરાના કરમનો વાંકરે.
ઓતરાને દાદે સરઈયા જગાડયા, સારૂ સારૂ કંકુ કાઢેરે;
કંકુ કાઢેને કાજળ નીસરે,
દાદે સરઈયાને મારવા લીધો,
ઓ મારા દાદા શીદને મારોછો, ઓતરાના કરમનો વાંકરે;
દાદે સાસરવાસે ઓતરા વળાવ્યાં, રાયકો તેડીને જાયરે.



## વળામણા

કે મને મારીને રથડા ખેડરે,    બાળા રાજારે;
કે મને યુદ્ધે તે સાથે તેડરે,    બાળા રાજારે;
કે મને યુદ્ધ જોયાના રસ કોડરે,    બાળા રાજારે;
કે આપણે સરખા સરખી જોડરે,    બાળા રાજારે;
કે લાવ હું ધરૂં હથિયારરે,    બાળા રાજારે;
કે કરૂ કઉરવનો સંહારરે,    બાળા રાજારે;
કે છોડી યુદ્ધ વળો ઘેરરે,    બાળા રાજારે;
કે તમને આપું મારા બાપનું રાજરે, બાળા રાજારે;
કે નારી કેશ સમુળા કાઢેરે,    બાળા રાજારે;
કે રથ ઉપર દેહ પછાડેરે,    બાળા રાજારે;
કે રથ હાંકોતો રામજીની આણુરે,    બાળા રાજારે;
કે રથ ખેડોતો કાઢું મારા પ્રાણુરે, બાળા રાજારે;
કે મારા વગડામાં રથડા રોકયારે; બાળા રાજારે;
કે મારા સસરા મેણું બોલ્યારે,    બાળા રાજારે;
કે વહુ આવતડી ભમરાળીરે.    બાળા રાજારે;
કે મેતો નથી દીઠી પગની પાનીરે, ઓતરા રાણીરે;
કે તારૂ રૂપ દેખી જુદ્ધે ન ચડતરે. ઓતરા રાણીરે;
કે મેતો નથી દીઠી નાકની દાંડીરે, ઓતરા રાણીરે;
કે મામા કૃશ્નનો જાજો વંશરે,    ઓતરા રાણીરે;
કે મને પાટા બાંધીને પરણાવ્યોરે, ઓતરા રાણીરે;
કે મને સમરથ સાસરી દેખાડરે,    બાળા રાજારે;
કે મને સાસરી જોયાનો રસ કોડરે, બાળા રાજારે;
કે મારા કાંકણુ દોરા છોડાવરે,    બાળા રાજારે;

કે મને સમરથ સસરો દેખાડરે, બાળા રાજારે;
કે મને ઘુંઘટ તાણ્યાના રસ કોડરે, બાળા રાજારે;
કે મને દિયર દીવડો દેખાડરે, બાળા રાજારે;
કે મને હોળી રમ્યાના રસ કોડરે, બાળા રાજારે;
કે મને નાનીશી નણુદી દેખાડરે, બાળા રાજારે;
કે મને ઢીંગલે રમ્યાના રસ કોડરે, બાળા રાજારે;
કે મને સમરથ સાસુડી દેખાડરે, બાળા રાજારે;
કે મને પાય પડયાના રસ કોડરે, બાળા રાજારે;
કે મને જોડની જેઠાણી દેખાડરે, બાળા રાજારે;
કે મને જોડે હીંડયાના રસ કોડરે, બાળા રાજારે;
કે મને વાહુલી દેરાણી દેખાડરે, બાળા રાજારે;
કે મને વાદ લીધાના રસ કોડરે, બાળા રાજારે;
કે મારૂ માથુ વાઢીને દડો ખેલરે, બાળા રાજારે;
કે તારી કેડની કટાર મને આલરે, બાળા રાજારે;
કે મારી જમણી કુખ ધરો સૂરરે, બાળા રાજારે;
કે તારી જમણી કૂખના ધરેસરે, ઓતરા રાણીરે;
કે તારી કુખે મોતીગર દીકરોરે, ઓતરા રાણીરે;
કે સરી દેશે રામનું નામરે, ઓતરા રાણીરે;
કે સરી રાખશે બાપનું નામરે, ઓતરા રાણીરે;
કે તેથી સરશે તમારૂં કામરે, ઓતરા રાણીરે;
કે તારી ઢાલડીના ઓઠે મને રાખરે, બાળા રાજારે;
કે તારાં આવતાં ઝીલેશ બાણુરે, બાળા રાજારે;
કે ઝાલી ઝાલી ઘોડલીયાની વાગરે, બાળા રાજારે;
કે મેલો મેલો ઘોડલીયાની વાગરે, ઓતરા રાણીરે;

કે મારા ચડયા શા ભાઈબંધ દેખેરે, ઓતરા રાણીરે;
કે મેતો ધાવતાં બાળ વછોડયાંરે, બાળા રાજારે;
કે મને તેનાં પ્રાશ્ચીત લાગ્યાંરે, બાળા રાજારે;
કે મેતો ધાવતાં ધેન વછોડયાંરે, બાળા રાજારે;
કે મને તેનાં પ્રાશ્ચીત લાગ્યાંરે, બાળા રાજારે;
કે મેતો છાણે છાણું બાગ્યુંરે, બાળા રાજારે;
કે મને તેનાં પ્રાશ્ચીત લાગ્યાંરે, બાળા રાજારે;
કે મેતો દીવે દીવો કીધોરે, બાળા રાજારે;
કે મને તેના પ્રાશ્ચિત લાગ્યાંરે, બાળા રાજારે;
કે હુંતો પથરે પાનીઓ ધોતીરે, બાળા રાજારે;
કે મને તેનાં પ્રાશ્ચિત લાગ્યાંરે, બાળા રાજારે;
કે મેતો વે'તી નીકે દીધો પાગરે, બાળા રાજારે;
કે મને તેનાં પ્રાશ્ચિત લાગ્યાંરે, બાળા રાજારે;



## ગરબી ૧ લી.

ગીરધારીરે વાલમ વાત વિચારો, મનમોહન આંખ ન મારો.
મનમોહનરે મૂકો મારગ માવા; કેમ રોકો જુમનાં જાવા. ટેક.
રશીયાજીરે પ્રિત તમારી જાણી; મારી ભાગશે દહીંની દાંણી.
કહું વિઠુલરે રહેજે અમથી અળગો; શીદ વાટે જાતાં વળગો.

જુલ.

નવ પાલવડો મુજ તાણોરે, જુગ્તીની રીતી નવ જાણોરે;
હું જાણું જદુવિર શાણોરે. કહું કેશવરે મુકો કાવા દાવા.
કેમ રોકો જુમનાં જાવા. ૧
નહી આપુંરે દાણ દધીનું આજે, નથી લાવી તમારે કાજે;

મૂકો પાલવરે ફાટે ચુંદડી મારી, હું સમજી વાતો તારી.

ઝુલ.

મૂકો મહી મારાં ઢોળાશેરે, ગારી ચીર ચુંદડી ભીંજાશેરે;
હરી હાણુ હસ્તાં થાશેરે, પ્રભુ હગશુ રે ફંદ કરો કેમ આવા.
કેમ રોકો જુમનાં જાવા. ૨

હરી જાયછેરે સાથ સૈયરનો મારો, મેં જાણ્યો તુને ધુતારો;
નહીં સરશેરે અર્થ હરિવરઅમશું, કહું છું મોહન સાચું તમશું.

ઝુલ.

નવ કરો નયનનો ચાળોરે, હમો દઇશું જદુવિર ગાળોરે;
લજવાશો કામણગાળારે, શામળીઆરે શીખ કહું સમજાવા.
કેમ રોકો જુમનાં જાવા. ૩

નવ નાંખોરે છાતિએહાથ હઠીલા, કહું વચનતો પડશો વીલા;
મુખ પલકેરે ચુંબન કરવા કાજે, એવી વાત જવાદો આજે.

ઝુલ.

મુકો હાર હૈયેથી ટુટેરે, મારી ચોળીની કસ વછુટેરે;
વળી મહીનુંગોરસ ફુટેરે, ગોરધનનારે સ્વામી બનોકેમ આવા;
કેમ રોકો જુમનાં જાવા. ૪

---

## ગરબી ૨ જી.

રાગ ઉપર પ્રમાણે.

મેં જાણીરે જીવણ તારી પ્રિતી; નવ સમજો સ્નેહની રીતી. ટેક.
વનમાળીરે વનમાં વાત જે કીધી, મારી સાસુએ સમજી લીધી;
વળી નણદીરે કાનો કહી બોલાવે, મને મેણું દઇને ખીજાવે.

ઝુલ.

મારો પરણ્યો મને દુખદેછેરે, વળી વચન વીલોકીક કહેછેરે;
તેથી અંતર બળતું રેછેરે, પણ તોડીરે નથી પ્રિતમ તુજ પ્રિતી.
નવ સમજો સ્નેહની રીતી. ૧

સામળીયારે હાક મને શીદ મારો, ના સાન કરી સમજાવો;
સહુ જાણેરે વાતો તારી મારી, કહે કેમ આવે ગીરધારી.

ઝુલ.

કહો કેમ શામળીઓ આવેરે, વળી શીત કરી બોલાવેરે;
કદી સાન થકી સમજાવેરે, માટે કહુછું રે મોહનમારી વીતી.
નવ સમજો સ્નેહની રીતી. ૨

કહે સાસુરે વહુજી રેહેજો ઢંગે, કેમ જાઓ સામળીઆસંગે;
વહુ કાલેરે વારલાગી કેમ વાટે, મળ્યો મોહન જુમનાં ઘાટે.

ઝુલ.

શાણે ચુડી નંદાઇ તારીરે, કેમ ટુટી કંચુકી નારીરે;
વાત જાણુંછું સારી નઠારીરે, તમે જોડીરે પાતળીયાશું પ્રિતી,
નવ સમજો સ્નેહની રીતી. ૩

માટે મોહનરે આવવું નહીં ઘરમારે, હું આવીશ જુમનાંઆરે;
બેશી સુખદુખરે વાતકરીશું વનમાં, કોનવ જાણેજન ગોકુળમાં.

ઝુલ.

નથી જુદી હું તમથી પ્યારારે, નવ રહેશો મુજથી ન્યારારે;
છોજીપ્રાણજીવનતમોમારારે, કહે ગોરધનરે કોથકી હુંનવબીતી.
નવ સમજો સ્નેહની રીતી. ૪



## ગરબી ૩ જી.

( નરશીંહજીની રાગ ઉપર પ્રમાણે ).

નરસીંજીરે વડોદરાના વાશી, તુજ ચરણે કોટીક કાશી ટેક.
અવનીમાંરે ઉત્તમ નામ તમારૂં, આવ્યા છો ભકતને સારૂ;
તમે માર્યોરે હીરણાકસ્યપ વારૂ, પ્રહલાદ ઉગારણ સારૂ.

ઝુલ.

કીધ મોટુ કામ મોરારી, બહુ ભકત જનોને તારી;
વસ્યા વડોદરે ગીરધારી, તુજ ભજન કરે મટશે શોક ઉદાશી.
તુજ ચરણે. ૧

બળતીછેરે જયોત અખંડીત સારી, ભર્યાં ટાંકા ઘીનાં ભારી;
કારતકનીરે સુદ ચૌદસ જે વાર, મળે મંડળીજન અપાર.

ઝુલ.

તહાં ભરાય લોક હજારોરે, મળે માલ લેનારને સારોરે;
નહીં આવે દર્શનનો વારોરે ત્યાં રહીછેરે જળહળ જયોત પ્રકાશી.
તુજ ચરણે. ૨

તુળશીવાડીએરે પ્રભુજી પુનમે જાય, બહુ ભીડ લોકોની થાય;
તહાં ઓછવરે રૂડો કરે હરીજન, કરે ભાવીક સહુ દર્શન.

ઝુલ.

પ્રભુ ધરતા નવા શણગારરે, વરઘોડો શોભે અપારરે;
સુખપાલે બેસે મોરારરે, તુળશીશુંરે લગ્ન કરે સુખવાશી.
તુજ ચરણે. ૩

મધ્યરાત્રેરે પરણીને આવે વાલો, ચૌટામાં ચતુર રૂપાળો;
બહુ વીધથીરે વાજા ઉત્તમ વાજે, પ્રભુ સુખપાળે બીરાજે.

ઝુલ.

ઉડે છે આતસબાજી, ઝુંડ જોઈને થઇયે રાજી;
રહ્યા શબ્દ શ્રવણમાં ગાજી, બલીહારીરે ગોવરધન હું દાશી.
તુજ ચરણે કોટીક કાશી. ૪

## ગરબી ૪ થી.

( રણછોડજીની રાગ ઉપર પ્રમાણે ).

લટકાળારે શ્રી રણછોડ રૂપાળા, મન મોહન મોરલીવાળા ટેક.
સામળીયારે સુંદીર રૂપ તમારૂ, દેખી મન મોહે મારૂ;
અણીયાળીરે આંખડલી અલબેલા, છો કાન કુંવર વરછેલા.

ઝુલ.

મંદીરતો ગગને ગાજેરે, દરવાજે દુંદભી વાજેરે;
પ્રભુ ડાકોરમાંહ બીરાજેરે, છો સ્વાગીરે ભક્ત તણા પ્રતિપાળા
મન મોહન મોરલી વાળા. ૧

ગુણવંતારે ગોવરધન કર ધાર્યો, કાળજવર કંસને માર્યો;
બંધનથીરે માત પિતા છોડાવ્યાં, વળી ગોધન ઢોર ચરાવ્યાં.

ઝુલ.

છે અકળકળા અવીનાશી, તમે મારી પુતના માસી;
વળી થયાં મથુરાં વાસી, ગોકુળમાંરે બનીઆ આપ ગોવાળા
મન મોહન મોરલી વાળા. ૨

દેવળમાંરે સિંહાસન સુભ છાજે, તે ઉપર શામ બીરાજે;
ગુરતીમાંરે રૂપ અલૌકીક ભાસે, જ્યાં જળહળ જ્યોત પ્રકાશે.

ઝુલ.

સુખ રજા સુખમય સારીરે, રેશમ ગાદી બહુ ભારીરે;

મંદીરની શી બલહારીરે, શોભોછોરે સુંદર ત્યાં રઢીયાળા
મન મોહન મોરલીવાળા. ૩
મુસ્તકપરરે મુગટ મણીમય શોભે, જોઇ ભક્ત તણા મનલોભે
કેસરીઆરે ધરીઆ વાઘા લાલે, ચંદન કીધું પ્રભુ ભાલે.

ઝુલ.

કર મધે મોરલી ધારીરે, સામે ઉભા ગીરધારીરે;
જાઉ ગોવરધન બલીહારીરે, પાયે લાગુરે જશોદાજીના બાળા.
મન મોહન મોરલીવાળા. ૪



## ગરબી ૫ મી.

(અંબાજીની રાગ ઉપર પ્રમાણે.)

ધન્ય અંબારે આરાસુર પટરાણી, તને વિશ્વ બધાએ જાણી
મા અંબારે ધારી ત્રીશુળ પાણી, ગોખ મધ્યે બીરાજો રાણી

ઝુલ.

ચો બ્રહ્માંડે તને જાણીરે, તારી કીરતી બધે ફેલાણીરે;
સૌ લોકે તને વખાણીરે, આદ્ય શકિત વેદ વદેછે વાણી.
તને વિશ્વ બધાએ જાણી. ૧
મા તું છેરે સૃષ્ટી તણી સુખ દાતા, તારી ગતી ન જાણે વિધાત
નારદજીરે વીણાધરી ગુણ ગાતા, તુજ દરશનથી સુખ સાતા.

ઝુલ.

માને સેવક ઝાઝું ચહાતારે, ગુણ મંડપ માંહે ગવાતારે;
જય જય શબ્દ વિક્ષાતારે, મા ગુણોરે ગાવા પ્રેમથી વાણી.
તને વિશ્વ બધાએ જાણી. ૨
મા ત્રિપુરારે તારી ઘણી બલીહારી, વાઘ ઉપર કીધી અસવારી

કરલીધીરે ઢાળ કટારજ ધારી, મા શોભા બની બહુ સારી.

ઝુલ.

માનું ચંદ્રવદન સુખકારીરે, વારે વારે લેઉ ઓવારીરે;
તારી અકળ ગતી છે ન્યારીરે, જુગત બારે નયન રૂપ વખાણી.
તેને વિશ્વ બધાએ જાણી. ૩

મંમાયારે તું છે ભવમાં ભોળી, પેહેરી કુમકુમ વરણી પટોળી
કેશરીરે રંગ બરેલી ચોળી, માની જોડ ન જડે ખોળી.

ઝુલ.

મા મૈસાસુર રગદોળીરે, ચંડમુંડને નાંખ્યા ચોળીરે;
દૈતને પાડયા છે ઢોળીરે, શ્રમ લીધાં છે સેવક કાજે શાણી.
તને વિશ્વ બધાએ જાણી. ૪

ભવાનીરે ભજતાં ભાવટ જાશે, પાપ તાપતો સર્વ પળાશે;
ગુણવંતીરે મેહેર હશે તો અવાશે, ગુણ ચાંચર માંહે ગવાશે.

ઝુલ.

માના દરશ થકી દુખ નાસેરે, પ્રેમ ધરી આ ગરબો ગાશેરે;
મા પરસન તેને થાશેરે, ચંદ્ર ગાએરે સેવકને લે તાણી.
તને વિશ્વ બધાએ વખાણી. ૫



## માળાની ગરબીયો ૧.

બઇયાળી ગાબો કાન, માળા ચોરીરે;
જ્યારે પુછશે સાસુ પેર, સઇયર મોરીરે.
જો ઉઠીને છેડલો સઉ તો, વિપ્રીત ભાસે આજરે;
માણુસને શું મહોડે કહીએ, નિરલજને શી લાજ મા. ૧
ગોળ પોતાનો ચોરી ખઇએ, રહીએ સણુકટ વાળીરે;

स्वारथे मुज सामु जुवे, वरणागीओ वनमाळी मा. २
सासु मारी छे अति सापणु, नणुदल नार ठगारीरे;
फुल पेहेल्लां ओसर गुंथे, केड न मेले मारी. मा. ३
परण्यो अमारी पेर न जाणे, नही रह्यानो ठामरे;
रामकृष्ण प्रभु रंगनो रशीयो; चरणे राखशे शाम. मा. ४

## गरबी २.

मारी सासु पुछशे वात, माळा क्यां गईरे;
वहु कालनी तारे कंठे, में दीठी नहीरे. टेक.
लाडकडी वहु माळा तमारी, में कानने कंठे दीठीरे;
आवडी डाही तने केम करी, वाही वात करेछे मीठी. मा.
शा माटे तुजने आपी छे, ते शो कीधो उधारोरे;
शा माटे मारा मंदीर पधारे, मोहन कामणगारो. मा.
नाना चंचळ चडते वेशे, नरनो संग न छाजेरे;
हरी संगाथे हसतां देखी, हईडां मारां दाझे. मा.
हाणु थयानुं दुःख नथी पण, हरी पेधे ते माठु रे;
रामकृष्ण प्रभु रंगनो रशीयो, कदीय न छुटे नाथु. मा.

## गरबी ३.

मारी बाईजी छे मन मान, समं हुं खाईशरे;
मारी नणुदलने नहीं गमे, तो महीयर जाईशरे.
बाईजी बुध वना मे माळा, टोडलीये भरावीरे;
घेली थई घर कामज लाग्युं, वळती वीगत न आवी. स.
शुं समळी आकाशेथी आवी, गमने घोर लई चालीरे;

વંદ્રાવનમાં ગઉ ચરાવતાં, ગોવીંદને હાથ લાધી. સ.
અમે વહુવારૂ નાના માટે, બોલતાં મુખ બીજેરે;
મોહનનું મુખ મીઠું કરાવી, માળા માગી લીજે. સ.
પેરેપેરે પુછી જોજોને, ગોસ્યું ન પડે બહારરે;
રામકૃશ્ન પ્રભુ રંગનો રશીયો, સહુની લે સંભાળ. સ.

## ગરબી ૪.

તારે નણદલ બોલી વાત, સમ શા ખાશોરે;
જ્યારે આવશે મારો ભ્રાત, સાચાં થાશોરે.
કેહેવા દેને મારા ભાઇને, એને કાનુડો બહુ વાલોરે;
મોહનને કાચો રૂડા દીશોછો, માળા અમારા ધાલો. સમ.
કે દહાડાનું કરણ ફુલ તે, કયાંય આવી વિસારીરે;
તે મે ક્હાનને કાને દીઠું, સાખ્ય છે સઇયર મારી. સ.
હરીને નિત પ્રિતે નિરખ્યા વિના, વહુને અન ન ભાવેરે;
શામળીયો સાએલો થઇને, વહુજી માટે આવે. સમ.
વહુને અતિ ધણો વહાલો છે, શામળીયો શામવરણુરે;
રામકૃશ્ન પ્રભુ રંગનો રશિયો, મથુરાનો ભગવાન. સમ.



## પ્રેમની ગરબીઓ.

### ગરબી ૧ લી.

કહેવા દેને કાન, તારી માને કેહેવા દેને કાન;
વહાણુાની લહવાડ વઢે છે, રવી ઉગમતે ભાણુ. તા. ૧
બિવરાવો તે બીજી નારી, ખરૂં લોઢું આરસપહાણુ. તા. ૨
વંદ્રાવનની કુંજગલીમાં હલકું પીંપળીયાનું પાન. તા. ૩

બાઇ મિરાં કહે પ્રભુ ગીરધર નાગર, વર્જ્યાં અમારાં વાન. તા.

ગરબી ૨ જી.

કાન માગ્યો દો, જસોદાજી કાન માગ્યો દો; ટેક.

આજની રજની રંગભેર રમતાં;

પ્રભાતે પાછો લો. જસોદાજી. ૧

કલાં કાંબીને અણુવટ વિછુવા,

હાર હઇયાના લો. જસોદાજી. ૨

હસ્તિને ઘોડા માલ ખજાના;

વહેલ સજુતી લ્યો જસોદાજી. ૩

મિરાંબાઇ કહે પ્રભુ ગિરધર નાગર.

ચરણ કમળ ચિત લ્યો. જસોદાજી. ૪

ગરબી ૩ જી.

લીધું રે લટકે, મારૂં મન લીધું રે લટકે. ટેક.

વંદ્રાવનમાં વેણુ વગાડે;

વાંસ તણે કટકે, મારૂં મન લીધું રે લટકે.

ગાતાં ભંગ કર્યા ગિરધારી;

અમને માર્યાં છે ઝટકે. મારૂં. ૨

પાટ પિતાંબર હરીએ પહેર્યાં.

મોહી હુંતો પીળુડે પટકે. મારૂં. ૩

મીરાંબાઇ કહે પ્રભુ ગિરધરના ગુણ;

ચરણ કમળ ચિત અટકે. મારૂં. ૪

ગરબી ૪ થી.

મહી ઢળશે મારૂ, મોહનલાલ મહી ઢળશે મારૂ;

લાખ બે લાખનું માટ નંદાશે, શોભિતું સારૂ. મો. ૧

તમે વનમાળી ન કરો આળી, અમે વહુવારૂ. મો. ૨
ફુલ પડે તેની ચોસર ગુંથે, લોક બોલે ન્યારૂ. મો. ૩
મીરાંબાઇ કહે પ્રભુ ગિરધરના ગુણ ચરણ કમળ વારૂ મો. ૪



## ગરબીઓ.

(હાંરે ચાલો ડાકોરમાં જઈ વશિએ એ રાગ.)

હાંરે મારા સમ મોહન મળજો;
હાંરે મારી આશા પુરણ કરજોરે. મારા. ૧
હાંરે મારે ઘેર આજ કોઇ નથી વાલા;
હાંરે માટે ઘરભણી વળજોરે. મારા. ૨
હાંરે હું આવી પણ આપ મળ્યાં નહીં;
હાંરે કહો કયારે હવે મળશોરે. મારા. ૩
હાંરે હરીભટના હરીછો રંગ રશિયા;
હાંરે મળિ વહે દુઃખ મારૂં હરજોરે. મારા. ૪

ગરબી ૨ જી.

હાંરે લટકાળો ગીરિવર ધારી;
હાંરે મને મારી નેન કટારીરે, લટકાળો ગિરિવરધારી
હાંરે આજ મળ્યારે વહાલો જુમનાંની તીરે;
હાંરે એની રૂપ રશીક છબી ન્યારીરે. લટકાળો. ૧
હાંરે સામળીયે કહ્યું સાનમાંરે;
હાંરે મારા પ્રાણુથકી ઘણા પ્યારારે લટકાળો. ૨
હાંરે હરીભટના હરીએ કર્યું કામણ;
હાંરે મારી સુધબુધ સરવે વિસારીરે. લટકાળો. ૩

ગરબી ૩ જી

હાંરે મારા સમ કાલે મળજો;
હાંરે પેલુ વચન બોલ્યા તે પળજ્યોરે; મારા. ૧
હાંરે રસ્તે આળ ન કરીયે વહાલા;
હાંરે મારી સાચી વાત સાંભળજોરે. મારા, ૨
હાંરે ઘણી પ્રિત કર્યા પછે ગિરધર;
હાંરે પેલા લોક ડરાવ્યા ન ડરજોરે. મારા. ૩
હાંરે હરીભટના હરી છો હજુ કાચા;
હાંરે તે માટે પાછા વળજોરે. મારા. ૪

ગરબી ૪ થી.

હાંરે જુમનાની તીરે વાહાલો;
હાંરે જીવણને જોવા ચાલોરે. જુમ. ૧
હાંરે જુમનાની તીરે વહાલો ધેન ચરાવે;
હાંરે મોરલી બજાવે નંદલાલોરે. જુમ. ૨
હાંરે ઘણે દહાડે ઘેર આવ્યા નહીંરે જાવા દેઉં;
હાંરે મટે મનખાદેહીનો લાવોરે, જુમ. ૩
હાંરે હરીભટના હરી છો રંગ રંગરશીયા;
હાંરે માટે ઘેરીને ઘરમાં ઘાલોરે. જુમ. ૪

ગરબી ૫ મી.

હાંરે ચાલો ચાલો ચતુર કાંઈ લાજો;
હાંરે તમે આવી અમને શું બાઝોરે. ચાલો. ૧
હાંરે વળગ્યા જુની ન કરો વહાલા;
હાંરે તમે સોર કરો શીદ ઝાઝોરે. ચાલો. ૨
હાંરે દેખે દુરીજન થાઓ સમજણા;
હાંરે અમે લાજીએ ? તમે ગાજોરે. ચાલો. ૩

હાંરે હરીભટના હરીને કરીએ ટુંકારા;
હાંરે માટે હેત ઘણેરા અમને દાઝોરે. ચાલો. ૪

ગરબી ૬ ઠી.

હાંરે મોહન મળતા નથી હમને;
હાંરે વાલા માન શું આવ્યું તમનેરે. મોહન. ૧
હાંરે હું તો ઘેલી થઈ ઘર ધંધો ભુલી;
હાંરે આ તનમન સોંપ્યું તમનેરે. મોહન. ૨
હાંરે પ્રભુ વ્હ્રેહે આગે બ્યાકુળ થઇછું;
હાંરે માટે મળજો તાતના સમનેરે. મોહન ૩
હાંરે હરિભટના હરિ નહી મળોતો.
હાંરે હવે પ્રાણ તજુ હુ પલમેરે. મોહન. ૪

ગરબી ૭ મી.

હાંરે વિઠલ માં વળગો હમનેરે;
હાંરે પ્રભુ લાજ નથી કંઈ તમનેરે. વિઠલ. ૧
હાંરે સઉ સખિયો ગઈ મુજને રોકિ;
હાંરે રહો પરા કહું હું તમનેરે. વિઠલ. ૨
હાંરે ઘેર જઈ સહુ સખિયો કહેશે;
હાંરે તેની બીક ઘણીછે હરિ મનમાંરે. વિઠલ. ૩
હાંરે હરિભટના હરિ આજ જવાદો;
હાંરે વાલા કાલે મળિશ હું તમનેરે. વિઠલ. ૪

ગરબી ૮ મી.

હાંરે મોહનની મોરલી વાગી;
હાંરે હું તો ભરનિદ્રાથી જાગીરે. મોહન. ૧
હાંરે હું તો ઘરનાં સઉ નીદ્રામાં મુકમાં;

હાંરે ગઇ સખિનો મળી જાં બડ ભાગીરે. મોહન. ૨
હાંરે વાલે પ્રેમ ધરીને રાસ રમાડયાં;
હાંરે મારા ભવની ભાવટ ભાગીરે. મોહન. ૩
હાંરે હરીભટના હરીયે દીધું દરશન;
હાંરે મારી વૃહેની વેદના ત્યાગીરે. મોહન. ૪



## ગરબીયો.

ગરબી ૧ લી.

મારા મન ગમતા મહારાજ, મારે ઘેર આવોરે;
હું તો તલસુ તમારે કાજ, હસીને બોલાવોરે. ટેક.
વીલમ ન કરશો વીઠલારે, આવો અમઘેર આજ;
પેરપેરના પકવાન પડાવું, ત્રીકમ તારે કાજ. મારે. ૧
મનમાં હતું જે માવજીરે, મુખથી કેમ કેહેવાય;
આવી શકોતો આવજોરે, મારૂં જોતામાં જોબન જાય. મારે.
આ જોને આંગણીએ ઉભા, રંગીલા રણછોડ;
રાધેના સ્વામી પ્રભુ અંતરજામી, પુરો મારા મનનાકોડ. મા.

ગરબી ૨ જી.

જેનો પેઉડો તે પરઘેર જાય, સખી શું કરીએરે;
અમથી એકલડાં ના રહેવાય, વિજોગે મરીએરે. ટેક.
રૂપ જોવંતાં રશીયો રૂડો, પરાણે કરેછે પ્રીત;
અણુ તેડયો આંગણીએરે આવે, એવી તે એની રીત. સ.
બોલાવ્યો બોલે નહીંરે, કોને કહીયે પેર;
શેરડીએ સામો મળેરે, વાલો નીચાં તે ઢાળે નેણ. સ.
છળભેદ છાના રમેરે, અમને વાયદે વાય;

રાધેના સ્વામી પ્રભુઅંતરજામી, વાલા અર્થ પડે ઓળખાજ.

ગરબી ૩ જી.

જાઓ જુઠડા બોલા કહાન, જાઓજી જાણ્યારે;
એવા ધુતારાના ઢંગ, પરઘેર માણ્યારે.
વાટ જોવંતાં રજની વીતી, આવ્યા ઉગમતે સુર;
કામણગારા કાહાનજીરે, વાલે અમને વિસાર્યાં છે દુર. જા.
પરનારી શું પ્રીતડીરે, કીધી ઠામોઠામ;
અહી આવીને શું કરેરે, જેનો ઘેરઘેર હોય વિશ્રામ. જા.
કોઇ મંદીરમાં કાહાનજીરે, કીધી લીલા લેહેર;
રાધેનાસ્વામી પ્રભુ અંતરજામી, મેંતો જાણી તમારીપેર. જા.

ગરબી ૪ થી.

મને કૃશ્ન જોયાનાં કોડ, સઇયર ચાલોરે;
ઉમયાજીને લાગુ પાય, હરોવર આલોરે.
દેરે દેરે દીવા કરૂરે, પુજુ શંકર દેવ;
સામળીયો વર પામવારે, હુંતો કરૂ શંભુજીની શેવ. સ.
ગોકુળની ગોવાલણીરે, હીંડે મલપતી ચાલ;
એના ઉપર મોહન મોહીરહ્યોરે, એનુ મુખડું તે લાલગુલાલ. સ.
સાસુ મારી જસોમતીરે, સસરો શ્રી નંદલાલ;
કંથ કોડીલા કાનજીરે, મારૂં સાસરૂ ગોકુળગામ. સ.
કાળંદ્રીને કાંઠલેરે, નાહાતાં નિરમળ નીર;
વસ્ત્ર તે વિડલો હરી ગયોરે, હુંતો શેણેરે ઢાંકુ શરીર. સ.
ગાય શિખેને સાંભળેરે, રાણી રાધાજીનો રાસ;
નરનારી વૈકુંઠ પામશેરે, ગાય નરસઇયો તે દાસ. સ.

ગરબી ૫ મી.

મારી મોરલીએ મહારાજ, મન હરી લીધાંરે;
મારી ગયો મુજને સાન, કામણ કીધાંરે.
સાંભળતામાં સુધબુધ ભુલી, ને તનમન વ્યાકુળ થાય;
પુત્ર પતિ પરીવાર સઉકા, મને મંદીર ખાવા ધાય. મ.
અંતરમાં વ્યાકુળ થયારે, વિસરી ભોજન પાન;
અવળાં આભુષણ પેહેરીયાંરે, મેતો નેપુર ઘાલ્યાં કાન. મ.
સેથે તે કાજળ સારીયાંરે, નયણે સીંધુર રેખ;
એકએકથી ઉતાવળીરે, નિસરી આવી તે દેખાદેખ. મ.
સનમુખ આવી ઉભા રહ્યારે, નયણે નિરખ્યા નાથ;
લક્ષ્મણના સ્વામીને રંગે રમતાં; મેંતો હરખે જોડયા હાથ.
મન હરી લીધાંરે.

---

## રાસલિલાની ગરબીઓ.

ગરબી ૧ લી.

(ઠગમાં તે ઠરેરે જગમાં જે જન બોલે જુઠું. એ રાગ.)
વનમાં લેઇ જાઇરે, મુજને ભૂલાવી કાનુડે; ટેક.
આંખ તણે અણુસારે મુજને, સાન કરી સમજાવી;
મેં જાણ્યું આજ રજની રમવા, હેત કરી બોલાવી. વન૦ ૧
મંદીરથી હું બહાર નીસરી, આવી એની પાસે;
કર ઝાલી મુજને લેઇ ચાલ્યો, જાણ્યું કંઇ લેઇ જાશે. વન૦ ૨
અંધાર વનમાં ઉભી રાખી, કહ્યું ખાવા કંઈ લાવું;
સામગ્રી બહુ ભાત ભાતની, જલદીથી લેઈ આવું. વન૦ ૩
એમ કહી આ મારગ ચાલ્યો, બોલી વેંણુ રસાળી;

વાટ જોતામાં રાત પડી ગઈ, ઉભી રસ્તો નીહાળું, વન૦ ૪
ઘન ગાજેને ઘોર અંધારી, રાતે વીજળી ચમકે;
હું ગભરાણી કાંઈ ના સુજે, કાળજડું માહારૂં ફટકે. વન૦ ૫
દાદુર મોર બપૈયા બોલે, ઝરમર મેહુલો વરસે;
રણુવગડામાં હું એકલી, પીઉ વિના જીવ તલસે. વન૦ ૬
વ્રહેની જ્વાળા શરીરે વ્યાપી, તેથી થઈ હું ઘેલી;
એક દુખમાં બીજું થયું બાઈ, વરસાદે કરી હેલી. વન૦ ૭
ચાર પોહોર રાતે અથડાણી, ના રહી દુખની બાકી;
મયારામના પ્રીતમ સારૂ, ફરી ફરી હું થાકી. વન૦ ૮

ગરબી ૨ જી રાગ ઉપરનો.

હું તો એકલીરે, મુજને અઘોર વનમાં મે'લી; ટેક.
ગભરાણી મારગ ના સુજે, અકળાયે જીવ જાશે;
અરે દઈવ તેં આ શું કીધું, પુંઠે વાતો થાશે. હું તો૦ ૧
વેરણુ મારી માવડી મુને, પેહેલેથી ના મારી;
ઉછેરીને મોટી કરી, ત્યારે સંગ થયો ગીરધારી. હું તો૦ ૨
ત્યારે મુજને વનમાં લાવ્યો, આ સુખને હું પામી;
કોની આગળ કરૂં વારતા, દુખની ના રહી ખામી. હું તો૦ ૩
શું કરૂં હવે કોની પાસે, જઇ વીસામો ખાવું;
રૈણી નિરગમી રવી પ્રગટ થાયે, મારગ ચાલી જાવું. હું તો૦ ૪
શું જાણું એ કાંઇ ગયો, મુને વન વગડામાં મેલી;
મુજસરખી રસ્તે મળી કોઇ, સુઘડનાર અલબેલી. હું તો૦ ૫
તેની વાંસે ગયો હશે એ, કપટી કુંજ વિહારી;
મયારામનો પ્રિતમ પ્યારો, થઈ ગયો વ્યભિચારી: હું તો૦ ૬



ગરબી ૩ જી.

મુજને દગો કર્યોરે, પેલા નંદજીને છૈયે; ટેક.
માત તાતનું કહ્યું ન માન્યું, ન કરયું કોઇનું વારયું;
અઘોર વનમાં તેડી લાવી, કરયું પોતાનું ધારયું. મુજને૦ ૧
મારાથી છળભેદ કરીને, ક્યાં ગયો શું જાણું;
રાતદિવસ વનમાં આથડવું, ધીરજ કેઈ પેરે આણું. મુજ૦ ૨
અરે વીશંભર આશું કીધું, કેઈ નારે ભરમાવ્યો;
વહાલપણામાં વેર કરીને, ગયો તે પાછો નાવ્યો. મુજ૦ ૩
તેનો શોચ ઘણેરો મુજને, મનમાં સમજી રહીયે;
સુખ દુખ કરમે ભોગવવું, તે કોની આગળ કહીએ. મુજ૦ ૪
શાને કાજે વેરી થઇને, આ વ્રિજમાંય ભમાવી;
રસ્તે દુખ પામુ ઘણું, એને દયા કાંઇ નાવી. મુજ૦ ૫
એવો નિરદય થઈ ગયો, એને શિખામણ કોણ આપે;
શોક સમુદ્રમાં હું પડી, મારૂ કાળજડું કાં કાપે. મુજ૦ ૬
હે પરમેશ્વર કહું છું તુજને, મહારે તે શું કરવું;
અકળામણ આવે ઘણી, આ જીવ્યાથી ભલું મરવું. મુજ૦ ૭
એક વિચાર મનમાંય કરૂં, જઉં વંદ્રાવનની વાટે;
મયારામનો પ્રિતમ મળશે, જમુનાજીને ઘાટે. મુજ૦ ૮

ગરબી ૪ થી.

કાનો ક્યાં ગયોરે, અહિંયાં કોણ અમારૂં બેલી. ટેક.
બીક ઘણેરી લાગે મુજને, નીંદ્રા નાવે જાગુ.
ગિરીવરધારી કુંજ વિહારી, ચરણે એને લાગું. કાનો. ૧
શ્રી નારાયણ શ્રી પુરૂશોતમ, વારે મારી ધાજો;
આ વનમાં અંધારી રાતે, સહાય આવીને થાજો. કાનો. ૨

રૂદન કરતાં રવિ પ્રગટ થયોને, લાગી તાલાવેલી;
ઘેર જતાં ઘરનાં સૌ પુછે; ગઇતી કયાં એકેલી. કાનો. ૩
કસુંએ રંગેલી તારી, સાડી ચરણાં ચોળી;
વરસાદે ભીંજાઇને આવી, કોને રંગમાં રોળી. કાનો. ૪
તે સારૂં હું ઘેર જઉ કયમ, એકે દશા નવ સુઝે;
કોની આગળ કરૂ વારતા, શરીર થરથર ધ્રૂજે. કાનો. ૫
એવામાં એક નારી દીઠી, મહી વેચવાને જાતી;
ઉભી રહે બાઈ મારાસમ તુજને, હીંડેછે મદમાતી. કાનો. ૬
કરજોડી તુજને પુછુછું, ખબર હોયતો કેહેને;
નંદજીના કુંવરની મુને, ભાળ્ય બતાવી દેને, કાનો. ૭
હા બાઇ મે હમણાં દીઠોતો, કદમ ખંડીની પાસે;
મયારામનો પ્રિતમ તુજને, જલદી ભેગો થાશે. કાનો. ૮

ગરબી ૫ મી.

હુંતો ઘેલી થઇરે, પેલા કાનુડાને સંગે- ટેક.
સૈયર મારી શું કહું તુજને, દીલડાં કેરી વાતે;
સાન કરી મુજને તેડી ગયો, મંદીરમાં મધરાતે. હુંતો. ૧
શું જાણું એણે શું કીધું, શું મુજને ખવડાવ્યું;
શું ચેતક લગાડયું મુજને, તેમાં ચોત ભરમાવ્યું. હુંતો. ૨
તે દહાડાનુ મનડું ફટકયું, કો આગળ જઇ કહીયે;
અહરનીશા સમરણ કરૂ એનું, એ વિના કયમ રહીયે. હુંતો. ૩
પરથમથી સહુ વાતો કરતાં, છે કાનુડો કપટી;
મુજને ભોળવી ભુરકી નાંખી, તેમાં ગઇ હું લપટી. હુંતો. ૪
નાત જાત મરજાદ તજીને, કોઇની બીક ન આણી;
કામ કાજ ઘરધંધો ભુલી, લાલચમાં લોભાણી. હુંતો. ૫

બેની મારી વાત સાંભળી, કોઇ દયા મન લાવો;
હરેક રીતે એને સમજાવી, મંદીર તેડી લાવો. હું તો ૬
તો એની સંગે રમીને, દુઃખડાં મારાં વામું;
એટક મારા ભવનું દૂર થઈ, સુખસાગરને પામું. હું તો. ૭
તુજને મોકલું એ નહી આવે, એનો નહી વિશ્વાસ;
મયારામના પ્રીતમ વિના, હું ઘણી થઉ ઉદાસ. હું તો. ૮

ગરબી ૬ ઠી.

મુજને દગો કરીરે, પેલો કયાં ગયો કાનુડો, ટેક.
પેહેલેથી મુજને હેત દેખાડી, કપટે કરતો વાતો;
મુજ સરખી અલબેલી મૂકી, પર મંદીરમાં જાતો. મુજ૦ ૧
આડુ અવળુ ઘણુંય હેરૂં, કંઈ નથી ફાવતો લાગ;
ત્હારા સમજો દેખું વાટમાં, ઉતારી લેઊં પાઘ. મુજ૦ ૨
શી એમાં એની તે શોભા, કરતો નથી વિચાર;
દુરિજન વિજના લોક જાણશે, હાંશી કરશે બિજનાર. મુજ. ૩
જ્યારે મારે મંદીર આવે, કરજોડી રહુ ઉભી;
કોઇ શોકયે એને ભરમાવ્યો, શા વાંકે મૂને દુભી. મુજ૦ ૪
એના મનનું હારદ સમજી, વળતો ઉત્તર આપું,
શા માટે નઘરો થઇ બેઠો, તનમન એને સોંપું. મુજ૦ ૫
માટે જઇ કહેજે કાનાને, થઇ રેહેજે હુંશીયાર;
લોક લાજની ગરજ હોયતો, મળજે એકજવાર. મુજ૦ ૬
મારા મનમાં એવું આવે, એના ઉપર મરીએ;
નહીંતો જોગ ધારણ કરીને, વંદ્રાવનમાં ફરીએ. મુજ૦ ૭
બેહેની મારી વાત સાંભળી, કોઈ દયા મન લાવો;
કરેક તરેહ એને સમજાવી, મંદીરમાં તેડી લાવો. મુજ૦ ૮

એને શીખામણ દે ઇસિમજાવે, તેની થઈ રહું દાસી;
મયારામના પ્રિતમની આ, વ્રિજમાં થાશે હાંસી. મુજ૦ ૯

ગરબી ૭ મી.

(રાધીકાજી શ્રીકૃષ્ણને શોધેછે ને રાસલિલાનું સુખ સંભારેછે ને છેવટે રાધાનો કૃષ્ણને સમાગમ થાય છે.)

વનમાં ભૂલી પડીરે, પેલો કયાં ગયો કાનુડો. ટેક.
ઝરમર ઝરમર મેહુલો વરસે, પુરણ કરીછે હેલી;
અઘોર વનમાં મુજને મે'લી, ત્યાં કોણ અમારૂં બેલી. વન૦ ૧
ગોકુળ ગામની ગોવાલણી, સહુ મહી વેચવાને ચાલી;
મારગ મળીયા માવજી, ત્યાં રોકી રાધે પ્યારી. વન૦ ૨
મારગ મળીયા માવજી, મને રોવા સરખી કીધી;
માથાપરની મટુકી મારી, હુલારીને લીધી. વન૦ ૩
જસોદાજી લાલ તમારો, આડા અવળી ચાલે;
સોળ સહસ્ત્ર ગોપીમાં કાનજી, એ મન માને ત્યાં મા'લે. વ૦ ૪
આગળ પાછળ મેહેલ તમારા, વચમાં અમારી મેડી;
અગાશીમાં અમેજ રમતા, શાન કરી શીદ તેડી. વન૦ ૫
મોર મુગટને કાને કુંડળ, હરખે વાજે તાળી;
આગળ પાછળ ગોપી નાચે, મધ નાચે વનમાળી વન૦ ૬
ભમરી ખાતાં ભુદરજીએ, એવી માયા કીધી;
હરીતો અંતરધ્યાન થયા, એક સખી સંઘાતે લીધી. વન૦ ૭
પુરૂશોતમને પગલે પગલે, જોતી જોતી જાઉં;
નારાયણના દરશન વીણ હું, આકુળ વ્યાકૂળ થાઉં વન૦ ૮
જોતામાં એક અબળા દીઠી, તેને પુછી વાત;
રાધા કહે અભિમાન આવ્યું, તારે તજ્યો અમારો સાથ. વ.૯

ઝાડે ઝાડે જોતી ચાલુ, જઇને ઝાલુ હાથ;
તમાલ જાણી ત્રીકમજીએ પ્રેમે ભીડી બાથ. વન૦ ૧૦
વંદ્રાવનની કુંજ ગલનમાં, મળીયા રાધે પ્યારી;
મયારામના પ્રિતમ મળતાં, વેળા અમારી વારી. વન૦ ૧૧

ગરબી ૮ મી.

(રાધાને કૃષ્ણનો સમાગમ થયા પછી રાધા શ્રી કૃષ્ણને કેહે છે.)

વાલમ ક્યાં ગયાતારે, સાચુ બોલો મારા સમ; ટેક.
છેતરપંડી કરી મુજ સાથે, મેં અવગુણ શો કીધો;
સાચું બોલો કુંજવિહારી, કેહ સંગે લાવો લીધો. વાલ૦ ૧
તમારે સ્નેહે બંધાણી, શીદ માયા ઉતારી;
મુજ સરખી અલબેલી મુકી, કોણ મળી ધુતારી. વાલમ૦ ૨
હું ભરોંસો પુરણ રાખી, તમ સાથે લોભાણી;
આ વ્રિજનાં નર નારીમાં હું, ઘેરઘેર ગવાણી. વાલમ૦ ૩
વેણુ વગાડી મોહ પમાડયાં, સરદ પુનમની રાતે;
હેત દેખાડી વાલમ અમને, રાસ રમાડયાં ખાંતે. વાલમ૦ ૪
એવું સુખ આપી દુઃખ દીધું, શા માટે મોરારી;
હું અબળા નિરબળ થઇ કહું છું, કેમ દીધી વિસારી. વા૦ ૫
વાટ તમારી જોતાં જીવણ, ચોદીશે જોઉં ન્યાળી;
બારવન ચોવીસ ઉપવનમાં, દીઠા નહી વનમાળી. વાલ૦ ૬
જેવું હેત તમારૂં હૈયે, તેવું મારૂં જાણો;
હું દાસી વેચાણ તમારી, કાંઇ દયા મન આણો. વાલમ૦ ૭
એમ કહી કંઠે કર નાંખ્યો, શીદ કરોછો હાંસી;
મયારામના પ્રિતમની હું, થઇ રહીછું દાસી. વાલમ૦ ૮

## ગરબી ૯ મી.

ગીરધર લાલજીરે, મારી ગાવલડી સંભાળો; ટેક.
સાંજપડે સંભારી લાવો, વાડે રહી ફેરાવો,
દુધ ભાતમાં સાકર ભેળું, વાળુ કરવા આવો; ગીર૦ ૧
વ્હાણાને પોહોર વેહેલા ઉઠો, રંગ વલોણું સાવા;
ઘી તાવણીમાં લોટ સેકાવું, ખાંડ ભેળાંને ખાવા. ગીર૦ ૨
ઘરમાં નથી કોઇ ન્હાનું મોટું, કોઇની બીક ન ધરીયે;
એક રાત વાસો આવોતો, બોલાચાલી કરીયે. ગીર૦ ૩
ગોવાળીયાને ગર્વ શો છે, જો તેડે ત્યાં જઇયે;
નરરસૈયાનો સ્વામી મળેતો, સૌ વાતે સુખીયાં થઇએ. ગી૦ ૪

## ગરબી ૧૦ મી.

(વાંસળીના આહેરિયાં.)

ધુતારા ધરણીધર તારી વાંસળીરે લોલ;
વાંસળીયે કંઇ ઘેલું કીધું ગામજો. ધુતારા. ટેક.
સખી નહાતાં ધોતાં દહોતાં વલોવતાં નીસર્યાંરે લોલ;
ઢળતાં પડતાં રડતાં મુકયાં બાળજો. ધુતારા૦ ૨
સખી સાસુ સસરો જેઠ જેઠાણી નવ લજ્યાંરે લોલ;
કંથજીને ચડતી મુકી રીસજો. ધુતારા૦ ૩
સખી મધરાતે મોહનજી ગેઠા કદમ ચડીરે લોલ;
ગોપીજનના હરીયાં છે કંઇ ચીરજો. ધુતારા૦ ૪
સખી અવળાં વસ્ત્રને અવળાં આભ્રણ પેહેરીયાંરે લોલ;
કાન તણાં લઇ કેડે ધાલ્યાં મોરેજો. ધુતારા૦ ૫
સખી રામકૃષ્ણ પ્રભુ ભલે પધાર્યા શેરીએરે લોલ;
ગોપીજનની પુરી છે કંઈ આશજો. ધુતારા. ૬

હસવા સરખી હરીશું મારે ગોઠડીરે લોલ;
હસવા સરખું બ્રીજમંડલ સુભ ધામજો. હસવા૦ ટે૦
સખી નહાતાં ને ગાતાંરે ગુણ ગોવીંદનારે લોલ;
વસવા સરખું વંદ્રાવન શુભ ગામજો. હસવા૦ ૧
તીરથ મારે કીરથ કેશવરાય ...રે લોલ,
પીવું મારે પ્રેમ તણું રસ પાજો. હસવા૦ ૨
નાત હમારી નીરમળ નંદકુંવરનીરે લોલ,
ભાત હમારી ભુધરજીશું ભળી જો. હસવા૦ ૩
રામકૃષ્ણ પ્રભુ ભલે પધારયા શેરીયેરે લોલ,
ગોપી સઘળી ગુણ તમારા ગાયજો. હસવા૦ ૪

---

## રાસલીલાની સાખીયો.

રૂડી સરદ પુનમની રાતરે, સુંદીર વેણુવાગે વેણુવાગે;
મારો વાલોજી રમીયા રાસરે સુંદીર વેણુવાગે વેણુવાગે. ૧
વાલે નટવર ધરીયો વેશરે સુંદીર;
એના ઘુઘરીઆળા બેશરે. સુંદીર. ૨
ગોપી અતી ઉતાવળા આવેરે સુંદીર;
મોતી મુકતાફળેજ વધાવેરે. સુંદીર. ૩
દેહીની શુધબુધ સઘળી વિસારીરે સુંદીર;
નયણે નીરખ્યા તે શ્રી વનમાળીરે. સુંદીર. ૪
ગોપી આવ્યાં તે પુરણ પ્રીતેરે સુંદીર;
જઈ મળીયાં તે રંગની રીતેરે. સુંદીર. ૫

સાખી.

કેમ આવ્યાં તમે કામની, એમ બોલ્યા જુગલકીશોર;

આડધી નીશાએ વનમાં, આ વેળાયે ચાલે ચોરરે;
કામની કેમ ઓવ્યાં કેમ આવ્યાં;
આ વનમાં તે શું છે કામરે કામની.
તમે જાવો તમારે ધામરે. કામની. ૧
સહુ લોકમાં તે કલંક થાશેરે કામની;
આ ધર્મ તમારો જાશેરે. કામની. ૨
તમો ઘરનાં તજી સહુ કામરે કામની;
સ્વામી સુતા મુકીને ધામરે. કામની. ૩
શ્રીવલવ પ્રભુજી એમ કેહેછેરે કામની;
સુણી નેણે તે ધારા વહેછેરે. કામની. ૪

સાખી

પ્રભુ તમેતે જોવન તજાવીયાં, પ્રભુ તમે તજાવ્યો સંસાર;
પ્રભુ તમોએ વનમાં તેડીયાં, પ્રભુ તમો કરોછો તુચ્છકારરે.
શી નંદના નંદલાલા નંદલાલા.

તારી છેલાઇ જોઇને હું તો છાકીરે શી નંદના,
મને વાહાલું નથી તમ પાખીરે. શી નંદના. ૧
હમે લોપીને કુળ કેરી લાજરે શી નંદના;
પ્રભુ આવ્યાં તમારે કાજરે. શી નંદના. ૨
મને આલો આનંદરસ દાનરે શી નંદના;
મને લાગ્યું તમારૂં ધ્યાનરે. શી નંદના. ૩
હમો શરણ આવ્યાં તીહારીરે શી નંદના;
એ મોરલી સુણીને બીહારીરે. શી નંદના. ૪

સાખી.

વચન સુણી વ્રિજ નારનાં, થૈથૈ રમીયા રાસ;

રૂમઝુમ વાગે ઘુઘરી, વ્રિજ સુંદરીની પુરી વાલે આશરે;
શ્રી ગીરીવર ગીરધારી ગીરધારી. ૩

વ્રિજ સુંદરીની સંગે વાલો ડોલેરે શ્રી ગીરી;
મુખે જેજે તે શબ્દ બોલેરે. શી ગીરી. ૧
મુખે ગાયને લેછે તાળીરે શી ગીરી;
એક એકની વચ્ચે હાથ ઝાલીરે. શી ગીરી. ૨
કોઇની શેટી તે વેણી ગુંથેરે શી ગીરી;
કોઈ સખીનો અધર રસ લુંટેરે. શી ગીરી. ૩
ત્યાંતો જુમનાંજ વહેછે ગંભીરરે શી ગીરી;
જુવે તેનું મન થાય સ્થીરરે. શી ગીરી. ૪
સહુ દેવતા ત્યાં જોવાને આવેરે શી ગીરી;
તેતો પુસ્પ થકી વધાવેરે. શી ગીરી. ૫
ત્યાંતો ચંદ્ર રહ્યો છે કરજોડીરે શી ગીરી;
શું વરણવું બુદ્ધી થોડીરે. શી ગીરી. ૬
પ્રભુ મુખે તે મોરલી ધરીછેરે શી ગીરી;
ખટ મહીનાની રજની કરીછેરે. શી ગીરી. ૭
સહુ રાસ રમીને આવ્યાં ઘેરરે શી ગીરી;
તેની કોઇએ ન જાણી પેરરે. શી ગીરી. ૮
ધન્ય ધન્ય આ વ્રિજની ભોમીરે શી ગીરી;
જુએ તેનું તો મન રહે લોભીરે. શી ગીરી. ૯
ધન્ય ધન્ય આ વ્રિજની નારીરે શી ગીરી;
રાસ ક્રીડા કરે શ્રી મોરારી, શી ગીરી. ૧૦
જે ગાય શીખે આ રાસરે શી ગીરી,
તેહેની શ્રીકૃષ્ણ પુરે આશરે. શી ગીરી. ૧૧

# દાણલીલા.

રાધા–પાલવડો મેલો મોહનજી, મારગડે મને જાવાદો;
આવતાં આપીશ દાણ તમારૂં, મહી મારૂં વેચાવા દો.
શ્રીકૃષ્ણ–વેચંતાં તને કોણ ખાળે છે, સાંભળને રાધે પ્યારી;
મહી ગોરસનું દાણજ દેની, વેહેલી થાને વ્રિજનારી. ૨
રાધા–નારીને તું ના બોલાવીશ, છાનો રહેને છોગાળા;
કહણ રાજ છે કંસરાયનું, ગઉ ચારંતા ગોવાળા. ૩
શ્રીકૃષ્ણ–હું ગોવાળીઓ તું ગોવાલણી,ફરી ગમે તો આવજે
કંસ સરીખા સો હિમાયતી, સાથે તેડી લાવજે. ૪
રાધા–તેડી લાવું ઘો મને જાવા, રોકી રહ્યાછો વ્રિજનારી;
રૂગનાથનાસ્વામીસામળીયા, ઘેહેલા દીસોછો ગીરધારી.૫
શ્રીકૃષ્ણ–ઘેલોહું પણ દાણ નહીં મુકુ, દોકલડો એકે ઓછો;
ગીરધારીએ ગોકુળ વાશું, ઇંદ્ર કરતાં ક્રશ્ન મોટો. ૬
રાધા–મોટો છું ત્યારે મથુરાં મેલી, અડધી રાતે શું આવ્યો;
પરઘેર રહીને પેટ ભરંતો, તને દાણી કોને કહાવ્યો. ૭
શ્રીક્રશ્ન–વાંકાબોલી વાર કરેછે, કેહેતો હૈયાનો હાર તોડું;
દાણ દધીનું દેરે અબળા, નહીંતો માથાનું માટ ફોડું. ૮
રાધા–હાર નહી ટુટે માટ નહી ફુટે, નવા નગરમાં પુછાશે;
રૂગનાથના સ્વામી સામળીયા કહો ગોકૂળ કેમ રેહેવાશે. ૯
શ્રીક્રશ્ન–ગોકુળ રહોકે જાઓ અત્યારે, દાણ દધીનું નહીમેલુ;
ચીર હર્યાં તે ગયાં વિસરી, કાનડીઆ કારણ પેલું. ૧૦
રાધા–નંદ તણે ઘેર નવલખ ગાયો, નોતું તે ધન ફાવ્યુંછે;
માતા તારી મહી વેચંતી, હમણાં રાજ્ય આવ્યું છે. ૧૧
શ્રીક્રશ્ન–હમણાં હમણાં કરતી રહેજે, મેણા દેતી મહીયારી;

ધુતપણામાં છું ધુતારી ઠગપણામાં છું ઠગારી; ૧૨

રાધા-તું ઠગારો તારીમાનો પાળેલો, તારી માને મેણાદેવરાવે

રૂગનાથના સ્વામી સામળીયા, ઝાઝુ તે શું કેહેવરાવે. ૧૩

શ્રીકૃશ્ન-કહ્યા પ્રમાણે લેતો નથી પણ તું મોઢું નથી રાખતી,

અમો છેએ રાજા મહારાજા, અમને નથી ઓળખતી.૧૪

રાધા-ઓળખું છું તું આવ્યો નાશી, મહાવનમાં તું છાનોછું

જાદવકુળ મધે જન્મ છે તારો, નંદ તણે ઘેર નાનોછું.૧૫

કૃષ્ણ-માતાજસોદા મોહ્યાં બળભાગી, તેના અમોછીએ અધીકારી

મોટા મુનીવર મર્મ ન જાણે, ગોકુળ વશીએ ગૌચારી ૧૬

રાધા-ગૌચારી ગોપી ઘેર વળતાં, અમને તે તમે ઓધારયાં;

રૂગનાથના સ્વામી સામળીયા, તમે જીત્યાં હમે હારયાં ૧૭



## દાણલીલા.

રાધા-તમે અજાણ્યા અમે જાણીએરે,
મારો પાલવડો નવ તાણીએરે:
તમે સમજી રહો મનમાંહરે,
સામળીયા વાલા રહો વેગળારે. તમે વાલા રહો. ૧

શ્રીકૃષ્ણ—નારી શું સમજાવે મુજનેરે,
હુતો નહીરે જાવા દઉ તુજનેરે;
તારી મરડીને રાખીશ બાંહયરે,
મહીયારી રાધા દો દાણશુંરે. તમે રાધા. ૨

રાધા—અલ્ય બાંહય શું મરડે વિઠ્ઠલારે,
મેતો તુજ સરખા ઘણા દીઠલારે;

કપરૂં છે કંસનું રાજરે,
સામળીયા વાલા રહો વેગળારે. ૪

કૃષ્ણ— નારી કંસ થકી શું થાયછેરે;
એવા કંઇ આવેને કંઇ જાયછેરે;
તારા ઉરના ઉતારીશ હારરે,
મહીયારી રાધા દો દાણશું રે. ૫

રાધા— અલ્યા હાર હૈયાનો તૂટશેરે,
મારી મહીની મટુકી ફુટશેરે;
ઘેર સાસુડી દેશે ગાળરે,
સામળીયા વાલા રહો વેગળારે. ૬

કૃષ્ણ— નારી ગાળને આળ તે નહી ચડેરે,
જેહેનું લેણુ હોય તે લડેરે;
એમાં દાણ મેલ્યાં કયમ જાયરે. મહીયારી. ૬

રાધા— અલ્યા દાણી તે કંઇનો કાવીયોરે,
મથુરાંથી ગોકુળમાં આવીયોરે;
ચારી નંદ તણે ઘેર ગાયરે, સામળીયા. ૮

કૃષ્ણ— નારી ગાય ચાર્યામાં શી લાજછેરે,
એતો પોત પોતાનું કાજછેરે;
તેનાં મેણુલીયાં નવ હોય, મહીયારી. ૮

રાધા— અલ્યા મેણાં માણસને લાગે ઘણાંરે,
સુણો વઢતાં હોય જ્યાં બે જણાંરે;
તુને નિરલજને નહિ લાજરે, સામળીયા. ૯

કૃષ્ણ— નારી લાજે તે કાજ નવ સરેરે,
અહીયાં બીક તે તું કોની ધરેરે;

આવ મળીએ આપણુ જણુ બેયરે, મહીયારી. ૧૦
રાધા— એવું નીરલજ માં બોલો શામળારે,
તારા કરના ઉતારીશ આંબળારે;
મુકો મુકોને અમારો હાથરે, સામળીયા. ૧૧
કૃષ્ણ— નારી હાથ ન મેલું તાહરોરે,
અહીંયાં અમલ થાય છે માહરોરે;
માટે દાણના દોકડા મેલરે, મહીયારી. ૧૨
રાધા— અલ્યા નંદ બાવાનો તું છોકરોરે,
તારી પાસે નથી પૈસો રોકડોરે;
આવડો કેમ મચ્છર હોયરે, સામળીયા. ૧૩
કૃષ્ણ— નારી ભખુભાણની તું છોકરીરે,
તારી પાસે નથી પૈ રોકડીરે;
આવડું કેમ અભીમાન હોયરે. મહીયારી. ૧૪
રાધા— હુંતો વિનતી કરૂં છું કયારનીરે,
સ્વામી રૂગનાથ હારી તગ થકીરે;
મહીનું તે દાણ ના હોયરે, સાંમળીયા. ૧૫

## દાણલીલા.

ગોપી-અલ્યા કાનજી તું ક્યારે ઘેલો થયોજો,
તુંતો શેનું માગે છે દાણજો;
મહિની મટુકી મારી ફુટશેજો,
ગોરસની થાશે હાણજો, ઘેલુંશું બોલે ગોવાળીયાજો.૧
અલ્યા ન જાણીશ કોઇ બાપડીજો,
કોઇ મળશે માથા ફેરી નારજો;

મારગ મુકીને રહેને વેગળોજો,
મારા કંસને થાશે જાણજો. ઘેલું શું બોલે૦ ૨
કૃષ્ણ–તારો કંસ કબુધી નર શું કરેજો,
મારી સંગે છે સઘળો સાથજો;
અલી દાહાડી તે દાણ ચોરી જતીજો,
ઘણે દહાડે આવી ગારે હાથજો, ઓછી તું જાત આ-
હીરની જો. ૩
ગોપી–અલ્યા હાથની તે હોંશ રખે રાખતોજો;
હાથે ચારી જાણે છે ગાય જો;
પાલવ મુકીને રહે વેગળોજો,
મારી વ્રિજમાં થાશે જાણજો. ઘેલુશું બોલે. ૪
કૃષ્ણ–અલી વ્રિજમાં વશીને વેર વાળશુંજો,
રખે રાખતી હૈયામાં હામજો.
નંદજીના નામ પ્રતાપથીજો;
હું તો છેદુ તારા કંસનો ઠામજો. ઓછી. ૫
ગોપી–અલ્યા કંસે કર્યું તે કેમ વિસરેજો;
ભાઇ હણ્યા પોતાના ત્યાંયજો.
નાશીને છુટો બાડકાજો;
આવી ઉછર્યોછે વ્રજમાંયજો. ઘેલુશું બોલે. ૬
કૃષ્ણ–વળી વ્રિજમાં વશીને વેર વાળશું જો;
તું તો જોજે અમારા કામજો.
અવનીનો ભાર ઉતારવાજો;
ધર્યું નંદકુંવર ઘેર નામજો. ઓછી. ૭
ગોપી–અલ્યા સાચું કહેતામાં દુઃખ લાગશેજો;

પેટ માટે ચારે છે ગાયજો.
તું આવડો મોટોરે એમાં થયોજો;
તુને કોઇએ ન આપી કન્યાયજો. ઘેલુશું બોલે. ૮

કૃષ્ણ—અલી આહીરની કન્યા અમો શું કરૂંજો,
અમો સદા કહેવાયા બ્રહ્મચારજો;
રખે પડછાયો પાડતીજો,
તુંતો ધાબળીની ઓઢનારજો. ઓછી. ૯

ગોપી—અલ્યા લાખ ટકાની મારી રોબડીજો,
હીરા જડીત્ર મારોછે હારજો.
આછી પટોળી મારે પેરણુંજો,
તુંતો કામળીનો ઓઢનારજો. ઘેલુશું બોલે. ૨૦

કૃષ્ણ—જેનો બ્રહ્માએ તાણો તાંણીયોજો;
એનો શંકર સરીખો વણનાર જો.
તેરે ઓઢણુ મારે કામળોજો;
તેનો શેષ ન પામે પારજો. ઓછી. ૧૧

ગોપી—અલ્યા શેષ સરખું તન તાહરૂંજો;
અમો ચંપક વરણી નારજો,
અલ્યા કાચા કનકને વેર વઢયુંજો;
તુંતો પશુ તણો પીંડારજો. ઘેલુશું બોલે. ૧૨

કૃષ્ણ—તું સાને નિસરી મહી વેચવાજો;
અલી બેશી રેહેજે ઘરમાંયજો;
દોલત ઘણી છે તારા બાપનેજો;
તું શાને આવે અહીંયાંયજો. ઓછી. ૧૩

ગોપી—આ વાટે સદા મહી વેચતાંજો;

જઇ પુછો જસોદા માયજો.
બાંધી મુઠી સવા લાખનીજો;
ઉઘાડીએ તો પત જાયજો. ઘેલુશું બોલે. ૧૪
કૃષ્ણ-અલી ઘણી ઇચ્છા છે મહી ચાખવાજો,
મીઠી મેળવણીનો સ્વાદજો;
ફીકું પડશે તો પાછું આપશુંજો,
તું શાને કરે વિવાદજો. ઓછી. ૧૫
ગોપી-અલ્યા ગોરસ તણું કોણ ગજુંજો,
જેટલું પીએ એટલું પાતજો;
વચને વેર વાધ્યું ઘણુંજો,
કદી મન મેળાવો થાતજો. ઘેલુંશું બોલે. ૧૬
કૃષ્ણ-અમે દાણને ગજે શું દુભીએજો,
તું તો ઘણી દીસે છે રીસાળજો;
હસીને તાળી લે હાથમાંજો,
તું પ્રીત ધરીને રસ આપ્યજો, ઓછી. ૧૭
ગોપી-અલ્યા માગ્યાં મુકતાફળ પામીએજો,
હઠ કરે કંઇ નહી એકજો;
લાજ નહી તુને લાડકાજો,
મન આણને કંઇ વિવેકજો. ઘેલુશું બોલે. ૧૮
કૃષ્ણ-અલી વિવેક ઘણો છે મન માહરેજો,
જવા નહીં દેઉ નીરધારજો;
આપ્યા વિના કેમ છુટશોજો,
તારા મનશું તું વિચારજો. ઓછી૦ ૧૯
ગોપી-તારા મનનો વિચાર મે જાણીયોજો,

હઠ શાને કરો છો આંય જો;
મનમાં મન ગળી ગયું જો,
જેમ સાકર ભેળી દુધમાંયજો. ઘેલું શું બોલે ૨૦
કૃષ્ણ–મીઠાં વચન તારાં માનુની જો,
સાકર સરખા બોલજો;
પ્રીતનો બાંધ્યો તુજ પાસ હું જો,
આ આપુ તમોને કોલ જો. બોછી૦ ૨૧
ગોપી–રાઢ ભાગીને રસ વાધીયો જો,
ગોવાલણી લાગો પાય જો;
નંદજીના કુંવર કૃપાળને જો,
ઉલટ તો અંગે ન માય જો. ઘેલું શું બોલે ૨૨
જે કોઇ ગાય શીખેને સાંભળેજો,
તે ફરી ન આવે ગર્ભવાસજો;
દાણ લીલા દીનાનાથની જો,
ગુણ ગાય રતનોયો દાસજો. ઘેલું શું બોલે. ૨૩



## દાણલીલાની સાખીઓ, આહેરીયાં, ગરબીયો, વિગેરે ગોવાળીયાનાં.

શ્રીકૃષ્ણ— ઉંચીને અલબેલડી, સાંભળને કહું વાત;
વંદ્રાવનને મારગ જાતાં, કોણ છે તારી સાથ. ૧
ઉભીરેને બ્રિજની નારીરે, પુછુ પરણીકે કુંવારીરે;
આંજ્યાં વિના આંખડી કાળીરે, બાજુબંધ બેરખાંવાળીરે
રાધા–સાથવાળી તેને ઘેર બેઠી, તારે શી પડપુછ;

મારગ મુકી રહે વેગળો, તારે મોડે નથી મુછ. ૨
ચાલ્યો જા પાધરી વાટેરે, સાંખુ નંદરાયને માટેરે;
તું તે ક્યાંનો કાનુડો દાણીરે, પાઉ તને પાંદડે પાણીરે.
કૃષ્ણ–શી છે તારી જાતડી, કીયું છે તારૂં ગામ;
કોણછે તારા માત પીતા શું છે તારૂં નામ. ઉભી. ૩
રાધા–આહરની અમો જાતડી, ગોકુળ મારૂં ગામ;
બ્રખુભાણની હું બેટડી, રાણી રાધા છે મારૂં નામ. ચા. ૪
કૃષ્ણ–બોલતી નોતીને બોલવા શીખી, આવડું બોલી આજ;
વંદ્રાવનમાં નિત્ય ફરે, તુજને તે શાની લાજ. ઉભી. ૫
રાધા–લાજવાળાછો તે જાણું, ઢાંકી રાખો આપ;
વંદ્રાવનનો મારગ રોકી નિત્ય તપાસો લાગ. ચા. ૬
કૃષ્ણ–ઝાઝાં રાખે મેઢકાં, ઝાઝી રાખે ગાય;
છાશ પીને મોટી થઇ, ભરવાડની જાત કહેવાય. ઉ. ૭
રાધા–ગોકુળથી આવી ગોવાલણી મથુરાંથી આવ્યો કાન;
મારગમાં એકઠાં થયાં, તું તો સેનું માગેછે દાણ. ચા. ૮
કૃષ્ણ–ગોકૂળની ગોવાલણી, મથુરાંને મારગ જાય;
આડો કાન ફરી વળ્યો, તારો પ્રીતે પાલવસાય, ઉ. ૯
રાધા–હમો બેટી બ્રખુભાણની રાધા મારૂં નામ;
દાણલેવાની ગરજ હોય તો, આવજે ગોકુળ ગામ ચા. ૧૦
કૃષ્ણ–નંદબાવાનો હું નાનડિયો, કાનજી નામ પ્રમાણ;
દાણ લીધા વના જાવા દેઉ તો, નંદબાવાની આણ. ઉ. ૧૧
રાધા–આણતો માનુ કંસની, બીજી ન માનુ કોય;
નવ નંદ મારે નેસડે વસે, તારો નંદતે કોણજ હોય. ચા. ૧૨
કૃષ્ણ–કંસ તારો તે કોણ છે, મે [illegible] સેહુ ઠામ;

વિચારીને બોલજે, તારી સુદ્ધ ગઈ કે સાન. ઉભી. ૧૩
રાધા–સુધ ગઈ નથી માહરી, તારી ગઇ જેમ હોય;
સાંભળ છૈયા નંદના, તારે મન વિચારીને જોય. ચા. ૧૪
કૃષ્ણ–મનમાંહે તું શું વિચારે રાધા, દાણ લેવાનો સહી;
તારી માને શું કહીયે, તને વેચવા મોકલી મહી. ઉ. ૧૫
રાધા–આવો ગોપીના વાલા, સાંભળ કહુ તે વેણ;
તારી માને શું કહીયે, તારી પાસે ચરાવે ધેન. ચા. ૧૬
કૃષ્ણ–મેણાં થેણાં કરતી રેજે, મહિયારી મદમાતી;
છાશ પીને દા'ડા કાઢે, તું તો રંગે થઈ છે રાતી. ઉ. ૧૭
રાધા–કાનજી કાળા ના કર ચાળા, મોરલીયો વાળા;
અડધી રાતે શું નાઠા તમો, ભરીને ઉચાળા. ચા. ૧૮
કૃષ્ણ–દાણના દોકડા લેઇશુ રોકડા બીજી ના કર વાત;
તારે મારે ઝગડો થયો, ફોડીશ મહીના માટ. ઉ. ૧૯
રાધા–દાણના દોકડા આપીશ રોકડા, બીજુ ન થાયે આળ;
દાણ લીધામાં શું સમજે, તું નાનુ સરખુ બાળ. ચા. ૨૦
કૃષ્ણ–મહિયારી તું મદની માતી, હું નાનું સરખુ બાળ;
બાળપણું તુજને દેખાડું, થાવા દે સંધ્યાકાળ. ઉભી. ૨૧
રાધા–સંધ્યાકાળે તુ શું બતાવે સાંભળ કાળા કાન;
મહી વેચીને આવતાં, આપીશ તાહારૂં દાણ. ચા. ૨૨
કૃષ્ણ–તું રંગીલી રૂપની રૂડી હું છબીલો કહાન;
મહી ખપે કે ન ખપે તું આપની મહારાં દાણ. ઉ. ૨૩
રાધા–મહિનાં દાણ ના હોય મોહન, મનમાં સમજો પેર;
મહિ પીવાનો ખપ હોય તો, હરી આવજો માહરે ઘેર. ૨૪
કૃષ્ણ–કયારની [illegible] દઈને લીધાં અદકાં વેર;

હેત કરી તું આપવા આવે, હવે લાગે તે કડવાં ઝેર. ૨૫

રાધા–કાહોતો હરી ઘેરથી લાવું, કોહોતો પાઉ યાંય;

હિમાના સ્વામી સાંભળો, તમો મનમાં ન લાવશો કાંય.

આવો આવો નંદના છેયારે, તમે ગોકુળના મહીયારે;

વાતતો વિચારીને કહીયેરે, મારગથી અળગા રહીયેરે. ૨૬

ગોવાળીયાનાં હારિયાં.

દુધ પીગો જવાદો હમને, શાને રોકોછો વન;

એકલડી વન કેમ રહું, ધ્રુજે છે મારૂં તન. દુધ. ટેક.

કુમળી આંગળી મરડાશે, મુકોની મારો હાથ;

હું આવી આગળથકી, પુંઠે આવે સૈયર સાથ. દુધ૦ ૧

દિવશે પરણ્યા પીયુ સાથે, ઉભા રહું નવ જાય;

નંદજીના સમ અળગા રહોતો, પરશું કેમ બોલાય. દુધ૦ ૨

પીયુ મારો ચતુર નથી તે, શું જાણે ભોગની રીત;

તેણે હું પ્રીછું નહી જે, પુરૂષ કેહેવી પ્રીત. દુધ૦ ૩

જે રસ જેણે ચાખ્યો નહીરે, તે શું જાણે તેહ;

નેન નચાવોછો ઘણા, હું પ્રીછું નહી કાંઈ તેહ. દુધ૦ ૪

તમસરખી હોય તેને વાહો, મુકોની મારો હાથ;

બાળપણે એવું કરો જે, આગળ વાધે લાજ. દુધ૦ ૫

કાલ પીતા પરણાવશેરે, ઉત્તમ સુંદ નાર;

પરથી ઘર વસે નહી ગો, વેદના બંધ.ર. દુધ૦ ૬

સુખ ટળે શરીરનું જો, કોઈ શું લાગે મન;

ચીંતવ્યું તો નવ પામીએ, અતિ દોહીલો દુરીજન. દુધ૦ ૭

ચતુર હશે તે જાણશેરે, ચતુરાઈની પેર;

મે મન તારૂ ઓળખ્યું, અવસરે આવજો લેર. દુધ. ૮

મારગમા ન બોલાવીરે, આવતા દેખે લોક;
ભાલણ પ્રભુ રૂઘનાથજી; જુઠાં આળ ચડાવે ફોક. દુખ૦ ૪

---

જાઓ નંદના ગોવાળીયા, તું શેનું માગે દાણ;
જોતું આવીશ ઢુંકડો તો, કંસરાયની આણ. જાઓ૦ ટેક
ઘેર જઇ પુછ માતનેરે, છાશ વેચંતી કાલ;
દાણી થઇ વનમાં રહયો, કોની શીખ્યો તું ચાલ. જા૦ ૧
પાંપણ ઉપર પાઘડીને, અણીયાળાં લોચન;
કરમાં કાળી કાંબળી, કાં વદે મીઠાં વચન. જાઓ૦ ૨
અંગ માં મોડીશ આવડું તું, રાખજે તારો ભાર;
ચંચળ ચાળા શા કરાં છું, તે વાળી નહી નાર. જાઓ૦ ૩
મેં તુને નિરમળ સાંભળ્યોરે, વસતો વૃંદાવન;
ભરમે ભોળી ના જાણતો, અતિ કઠણ છે મારૂં મન. જા.૪
પાધરે મારગ ચાલીએરે, ગોવાળીયાની સાથ;
છેલપણું નવ કીજીએ, ભાલણ પ્રભુ રૂઘનાથ. જાઓ૦ ૫

---

ઉભી રહેરે આહેરડી, તું બોલતી વાંકા બોલ;
તારી આંખડીને મે ઓળખીરે, અવરનહી કોની તોલ.ઉ.ટેક.
મારગે છોડી અંબોડલોરે, હીંડતી મોડામોડ;
શેરી જોઇને ચાલીએ ઘેર, કંથ સારો હોય. ઉભી૦ ૧
સતી સામુ ન ભાળીએરે, નીચું જોઇને ચાલ;
પરપુરૂષથી વેગળી રહે તેની, આંખડલી ઓળખાય. ઉભી૦૨
દાણ લાગે આ ઠામનુંરે, અહીં નથી કંસનો લાગ;
વણ પ્રીછે આવે નહી, આવે તો મારો ભાગ. ઉભી૦ ૩

આવતાં આવી કામની, હું જે માગું તે આપ;
ભાલણ પ્રભુ રૂઘનાથજીને, અંતર આણી થાપ. ઉભી૦ ૪

---

ઓરા આવરે આહીરડા, મે જાત તારી જાણી; ટેક.
જુલમ કરો છો જોરાવરાંરે, કંસરાયને કહીશું;
નીત ઉઠીને દુઃખ દોછો, તારૂં ગોકુળ મુકીને જઇશું. ઓ.
અમે દાણી નંદરાયનાંરે, મન માને તે લેઇશું;
કહેજે તારા કંસરાને, હમે ઉત્તર દઇશું. ઓરો૦ ૨
તું સરખા મારે ઘેર ઘણાંરે, અમને પાયે પાણી;
તારૂં બોલ્યું સાંચુ હું તો, નંદનો કુંવર જાણી. ઓરો૦ ૩
પાધરે મારગ ચાલીએરે, ગોવાળીયાની સાથ;
છેલપણું નવ કીજીએ, ભાલણ પ્રભુ રૂઘનાથ. ઓરો૦ ૪

---

છબીલા નંદનારે, તારી ચાલનો ચટકાજો;
છોરા આહીરનારે, તારા મુખનો મટકાજો. ટેક૦
ચટકો તારી ચાલનો, પાવડીયે કંગરકોર;
ઝુમક ઝુમક ઘુઘરી બાજે, નેનમાં નાચે મોર. છબી૦ ૧
તાણીને બાંધે પાઘડીરે, ઢળકતો મુકે તોર;
શેરીએ લડથડતો હીંડે, મુખ મોરલી ઘનઘોર. છબી૦ ૨
મુખ દેખડાવીને ઘેલાં કીધાં, જાણે હવેરાં ઢોર;
ભાલણ પ્રભુ રૂઘનાથજી મારાં, ચીતલડાંના ચોર. છ૦ ૩

---

બ્રખુભાન કેરી બેટી, રાણી રાધા છે મારૂં નામ;
દધીતણો જો ખપ કરોતો, આવજો ગોકુળગામ. બ્રખુ. ટેક.

લંપટ સંપટ નાથજીરે, કપટીયાળા કાહાન;
દધીતણું જો દાન લેશોતો, કંસને થશે જાણ. ભ્રખુ૦ ૧
વૃંદાવનની વાટમાં તમે, શાને રોકો છો ઘાટ;
તારી માતાનો આવડું મોટું, લેતી મહીનું માટ. ભ્રખુ૦ ૨
રાધા તો દાણ નહી આપેરે, તમારૂં શું જોર;
પીતા મારો જો જાણશે તો, કરશે પાધરા દોર. ભ્રખુ૦ ૩
સુધલે મારગ ચાલીએરે, ગોવાળીયાની સાથ;
છેલપણું નવ કીજીએ, ભાખણ પ્રભુ રઘનાથ. ભ્રખુ૦ ૪

---

કાહાન–ધુતારી ધુમટાવાળીરે, આંજ્યાવિના આંખડી કાળીરે.
ઉચીને અલબેલડીરે, પાતળી પરિધાન;
જોગનીયાનું જોર ઘણું, હું ઉતારૂં અભિમાન. ધુતા૦ ૧
ગોપી–ન્હાની વયમાં નામજ કાઢયું, લોક કરે વખાણ;
મ્હો ખાયને આંખડી લાજે, માંહોમાંહે શું દાણ.
ચાલ્યો જા પાધરી વાટેરે, સાંખુંછું નંદના માટેરે; ૨
કાહા–આ ગોકુળમાં ઘણી વસે છે, મોટી જાત આહીર;
વ્હેવાર વાતે લજા શાની, છે વૃઢકણાની રીત. ધુતા. ૩
ગોપી–પાધરી વાટે તે લઢેરે, જેને હોય બે બાપ;
એ દાણ શું લખાવી લાવ્યો, કંસરાયની છાપ. ચા. ૪
કાન—છાપતો તારો બાપ કરે છે, શેંકડો ભ્રખુભાન;
હમો કુંવર નંદરાયના, ગણું કંસને તૃણસમાન. ધુ૦ ૫
ગોપી–સમજી બોલો શામળારે, લોક સાથે શા લાડ;
ભીખ માગી માગીને જીવવું, માનો પરમેશ્વરનો પાડ.
કાન–ગોપી ગાળ દીધો અદેકેરી, છે જોરાવરનો જોરો;

ભીખ માગ્યાની પેર કહું, તું કાનધરની ઓરો. ધ્રુ. ૭
ગોપી–કાન ધરયાનું કામ શું છે, સમજી મનની વાત;
એવો કો દેખતી નથી જે, અટકાવી શકે હાથ. આ. ૮
કાન—આવે નારી ઇંદ્રાણી તો, જાય મુકી માન;
તારૂં સર્વસ્વ લઊં સુંદરીતો, મારૂં નામ કાન. ધ્રુતા. ૯
ગોપી–છ વરષનું છોકરડું તે ચોરી પીતો છાશ;
સરવસ્વ આપું શામળા, તું આવ મારી પાસ. આ.૧૦
કાન—તું મદમાતી મહીયારી, હું નિકટ ન્હાનું બાળ;
બાળપણું તુજને દેખાડું, થાવા દે સંધ્યાકાળ. ધ્રુ. ૧૧
ગોપી–વિવાદ કરતાં દિવશ વીત્યો, અબળા આકળી થાય;
પ્રેમાનંદ પ્રભુ જાવા દીયો, ગોપી લાગી પાય. આ. ૧૨

---

( ઉંઢણીના હારીયાં. )

વેગળો રેહેને વરણાગીયા. ટેક૦
ઉંઢણી લઈને કૃષ્ણ વૃંદાવન ગયાતા;
હાંરે હું તો શોધીવળી તે નવખંડમાં જીરે. વેગળો૦ ૧
હાંરે અલ્યા મહીની મટુકી મારી ફુટશી,
હાંરે મારી મોતનકેરી લટ તુટશે જીરે; વેગળો૦ ૨
હાંરે અલ્યા મોહન તારારે ફંદમાં,
હાંરે મારી દામણી તુટી તે તારા છંદમાંજીરે; વેગળો૦ ૩
હાંરે મારે લાખ ટકાનું ચીર પેહેરણું,
હાંરે અલ્યા ખેંચ માં ખેંચ માં ફાટશી જીરે; વેગળો૦ ૪
હાંરે અલ્યા લાલ છડીરે તારા હાથમાં,
હાંરે મુને રોકી તે જમુનાં ઘાટમાં જીરે; વેગળો૦ ૫

હાંરે સવાલાખનો હાર મારી કોટમાં,
હાંરે અલ્યા તાણુ મા તાણુ મા ટુટશેજીરે; વેગળો૦ ૬
હાંરે અલ્યા દાસ રાજેના સામી રાંકડા,
હાંરે હુતો મોહીરહી મુંછના આંકડાજીરે; વેગળો૦ ૭

---

આજની ઘડીરે રળીયામણી,
હાંરે મારા વાલાજી આવ્યાની વધામણીજીરે; આજ૦ ટેક૦
હાંરે સોહાસેણ પુરેની સાથીયા,
હાંરે ઘેર મલપતા આવેતે હરી હાથીયાજીરે. આજની૦ ૧
હાંરે સખી આસેરા વાંસ અણાવીયે,
હાંરે મારા વાલાજીને મંડપ રચાવીએજીરે. આજની૦ ૨
હાંરે સોહાસેણ ચાર તેડાવીએ,
હાંરે મારા વાલાજીને મોતીડે વધાવીએજીરે. આજની૦ ૩
હાંરે સોહાસેણ મળજો જે ઘડી,
હાંરે મારા પ્રભુજી પધારે તે ઘડીજીરે. આજની૦ ૪
હાંરે અલ્યા દાસ રાજેના સામી રાંકડા,
હાંરે હુતો મોહી રહી મુંછના આંકડાજીરે. આજની૦ ૫



## દાણલીલાની ગરબીયો.

### ગરબી ૧ લી.

હાંરે દાણ માગેરે દાણ માગે;
હાંરે તારી મીઠડીના બોલ બાણ વાગેરે, દાણ માગે
હાંરે કાન કીયા મુલકનો સુબો,

હારે મારા મારગ વચ્ચે ઉભોરે. દાણ માગે ૧
હાંરે કાન કિયા મુલકનો રશીયો,
હાંરે મારા મારગ વચ્ચે વશિયોરે. દાણ માગે ૨
હાંરે કાન કિયા મુલકનો દાણી,
હાંરે મારી નવરંગ ચુંદડી તાણીરે. દાણ માગે ૩
હાંરે કાન કિયા મુલકનો મેહેતો,
હાંરે મારા મારગ વચમાં રહેતોરે. દાણ માગે ૪
હાંરે કાન જળ જમુનાંને આરે,
હાંરે એમાં કોણ જીતે ને કોણ હારેરે. દાણ માગે ૫
હાંરે કાન નથી સાકર નથી મેવા,
હાંરે ખાટી છાશમાં શું આવ્યો લેવારે. દાણ માગે ૬
હાંરે મેહેતા નરસઇના સ્વામીને વારી,
હાંરે ગઉ ગોવાળીયામાં ચારીરે. દાણ માગે ૭

ગરબી ૨ ૭.

જવાદો મને શાને રોકો છો વાટમાં,
હાંરે દાણ લેવા સરખાં નથી માટમાં. જવા૦ ટેક
આજ તો અમારે પ્રભૂ કામનો દીન છે,
હાંરે મારે એકલાં જવું છે નાતમાં. જવા૦ ૧
મારારે સમ મારી ગાગેર નાંહી,
હાંરે જળ ભરવાં જમુનાંજીના ઘાટમાં. જવા૦ ૨
સઘળી સહીયરો ઉભી જમુનાંની તીરે,
હાંરે તેને વચન આપ્યાં છે હાથમાં. જવા૦ ૩
મોતીના નાથને સંગે લેઇને,
હાંરે મારે જાવું સહીયરોના સાથમાં. જવા૦ ૪

ગરબી ૩ જી.

હું વાત કહું ઉભાં રહોને અલબેલી,
હાંરે દાણ રીતનાં ઘટે તે જાઓ મેલી. હું વાત. ટેક.
ક્યાંથી આવો છો આજ રૂમઝમ કરતાં,
હાંરે આજ ક્યાં છે સંગની સાહેલી. હું વાત૦ ૧
ઘુંઘટ તાણીને શું જોરમાંરે જાઓછો,
હાંરે નથી દેતાં જવાબ મન મેલી. હું વાત૦ ૨
ધ્યાન ધરીને શું ધ્યાનમાંરે જાઓ છો,
હાંરે આજ ઓણી કરવીછે મારે પેહેલી. હું વાત૦ ૩
મોતીના નાથને તુંછું પ્યારી,
હાંરે ઘણે દહાડે થઇછું આજ ભેળી. હું વાત૦ ૪

ગરબી ૪ થી.

જમીપર જળનાં દાણ કોણ લેછે;
હાંરે નથી જાણ્યું લેવાવાળો રહેછે. જમીપર૦ ૧
નથીરે સાંભળ્યું પૃથ્વી ઉપર,
હાંરે લેવાવાળો આહીયાં કોણ રહે છે. જમીપર૦ ૨
નીત્યે નવા નવા ચાળા કરો છો;
હાંરે એવી કોણ શીખામણ દેછે. જમીપર૦ ૩
વચન કાઢો છો પ્રભુ વઢવા સરીખાં,
હાંરે કોણ વસ્તી તમારીમાં રહે છે. જમીપર૦ ૪
મોતીના નાથને એમ કહીને,
હાંરે ગોપી રસ્તો ગોકુળનો લેછે. જમીપર૦ ૫

ગરબી ૫ મી.

છબીલી દાણની રીત કોણે કાહાડી

હાંરે દાણ આપો લાડકડી લાડી. છબીલી. ટેક.
શ્રી જુમનાંજીના મોટારે આરા;
હાંરે જળ ભરવાને આવો દા'ડી. છબીલી. ૧
વંદ્રાવનને મારગ જાતાં;
હાંરે હું તો લેઈશ લાગત મા'રી. છબીલી. ૨
એવાં વચન પ્રભુ કોઈએ ન સાંખે;
હાંરે એતો સાંખે તે પરણી નારી. છબીલી. ૩
મોતીના નાથને સરવસ સોંપ્યું;
હાંરે ગોપી રાજી કર્યા છે મોરારી. છબીલી. ૪

ગરબી ૬ ઠી.

હાંરે રશિયા મુને જાવા દીજે, તારૂં દાણ થાય તે લીજેરે;
રશિયા મુને. ટેક.
હાંરે હુંતો ગોકુળની બીજનારી, હાંરે હુંતો મહીવેચવાનેચાલી;
હાંરે મારગડે આળ ન કીજેરે. રશિયા મુને૰ ૧
હાંરે હુંતો બ્રખુભાનની છોરી, હાંરે મારે માથેછે મહીનીગોળી:
હાંરે લ્યો ખાટાં ગોરસ પીજેરે. રશિયા મુને૰ ૨
હાંરે મારી સંગની સાહેલીયો ચાલી, હાંરે મને રોકીરહ્યા
ગીરધારી; હાંરે મારગથી અલગા રહીજેરે. રશિયા૰ ૨
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરનાગર, તનમન અરપણ કીજેરે!
રશિયા મુને૰ ૪

ગરબી ૭ મી.

હાંરે મારો ચીર દો વનમાળી, હાંરે હુંછું અબળા નારીરે;
મારો ચીર. ટેક૰
હાંરે વાલો ચીર હરીને કદમ ચડી બેઠા,

હાંરે હુંછું જળમાં ઉઘાડીરે. મારો ચીર૦ ૧
હાંરે ચિરકે બદલે પીતાંબર લેઉંગી,
હાંરે જો જલસે હો જાઉં ન્યારીરે; મારો ચીર૦ ૨
હાંરે પાહે પત્ર કરી નિકશી રાધે,
હાંરે કૃષ્ણ હસત દે તાલીરે; મારો ચીર૦ ૩
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર,
હાંરે તમો પુરૂષ હમો નારીરે; મારો ચીર૦ ૪

ગરબી ૮ મી.

હાંરે એની આપનો શામ ખોટો,
કયા દોશ દેઉં કુબજાકોરે; એની આપનો૦ ટેક.
આપે ગએ કાગજ નહી ભેજ્યો,
કયા કાગજકો ટોટોરે; એની આપનો૦ ૧
ગોકુળ મેલી વા'લો મથુરાં પધાર્યા,
ત્યાં માર્યો કંસરાય મોટોરે; એની આપનો૦ ૨
બાઇ મીરાં કહે પ્રહે ગીરધરનાગર,
મારૂં મહી પીને થયો મોટોરે. એની આપનો૦ ૩

ગરબી ૯ મી.

હાંરે કુબજાને જાદુ ડારો,
બસ કીનો શામ હમારોરે, કુબજાને જાદુ૦ ટેક.
જાદુકી પુડીયાં ભર ભર મારી,
કયા કરે બઇદ વિચારોરે; કુબજાને૦ ૧
આણી તેડે ગંગાને પેલી તેડે જમનાં,
બીચમે વહે જળ ધારોરે; કુબજાને૦ ૨
ઇથ ગોકુળ ઉથ મથુરાં નગરી,

જાય પીયો જળ ખારોરે; કુબજાનેο ૩
કુબજાસે વાલો રંગ રમત હે,
હમકુ દુર કર ગયો ન્યારોરે; કુબજાનેο ૪
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરનાગર,
આખર શ્યામ હમારોરે; કુબજાનેο ૫



## ચુંદડીની ગરબીયો.

રશીયાજી મૂકો હમારી ચુંદડી,
જવાદો જીવણ જળ ભરવા કાજજો;
સખી કહેશે વાર ક્યાં લાગી આવડી,
મોટી મોહન સોકડીઓની લાજજો. રશીયાજી. ૧
મેરોકો મુજને જાણી એકલી,
પાછળ આવે સૈયરોનો સાથજો;
મનસુબો મનનો હું જાણી ગઇ,
એમ કરે નટવર નહીં આવે હાથજો. રશીયાજી. ૨
દુરિજન કંઇ કેહેશે મારા કંથને,
રસિયા તેને રીશ ઘણી છે મનજો;
સાસુડી મુજને બહુ સંતાપશે,
નણદી મુજને કેહેશે કઠણ વચનજો. રશીયાજી. ૩
એવી તે વિદ્યા કોણે શીખવી,
નીત ઉઠીને આવડો શો ઉધમાત જો;
મોટપણે મોટમ કંઈ આવી નહી,
ટેલ તમારી ના ગઈ છોકરવાદજો.
આઘા રહો અડશોમાં અલબેલડા, રશીઅયાજી ૪

આળ કરો તે સાંખે બીજી નારજો;
શાણા થઈ વળગો છો શા કારણે,
હું નહી રાખું તમારો કાંઇ ભારજો. રશીયાજી. ૫
ઘેર જઈ કહીશું તમારી માતને;
મુજ સાથે ના બોલો વાંકુ વેણજો.
પાતળીયા પાલવ મુકો માહરો,
ઉર ઉપર શા માટે નચાવો નેણજો. રશીયાજી. ૬
આજ પછી તમ સાથે બોલું નહી,
ઢંગ તમારા જાણ્યા જાદવરાયજો;
શું કરીએ સામળીયા સાચુ કહું,
તમ સાથે મુજ મનડું આતુર થાયજો. રશીયાજી ૭
સ્વારથ તો સકળ થશે મન રીઝવે,
નવ જાણો કંઈ પ્રીત કર્યાની રીતજો;
શું સમજો ચારી જાણો ગાવડી,
ઘણી કઠણ છે પરશું કરવી પ્રીતજો રશીયાજી. ૮
મન વિના કોઇને ના બોલાવીએ,
માણસ માંહી જાય પોતાનો તોલજો;
આગળથી ચરચા જોઇએ તે તણી,
ત્યાર પછી મન ગમતાં કહીએ વેણજો. રશીયાજી. ૯
આતુરતા તમ કરતાં અમને ઘણી,
લાજ તજીને મુખડે ના કેહેવાયજો;
પ્રાણ ગયે પ્રીત કરી ના મુકીયે,
મારગ વચ્ચે રોકેથી શું થાયજો. રશીયાજી. ૧૦
વાલાજી વારયું તે કરીયે માહરૂં,

કોણ વારની કહુંછું જોડી હાથજો;
મારગડો મુકીને અળગા રહો,
કરજોડીને વીનંતી કરે રઘુનાથજો. રશીયાજી. ૧૧

ગરબી ૨ જી.

કાહાન કાળારે મારી ચુંદડીના ચોર,
છૈયા નંદનારે મારા કાળજાની કોર. કાહાન૦ ટેક.
ચુંદડી ચોરીને પ્રભુ કદમ ચડયારે,
સાહેલીના સંગમાં મારી નજરે પડયારે. કાહાન૦ ૧
અજબ તરેહની ચુંદડીને માંહી ઝાઝો રંગ,
વેગળા રહો વરણાગીયા મારૂં શામ થાશે અંગ કાહાન ૨
લાખ ટકાની ચુંદડીને છેડે ઝાઝા તાર,
શ્રીકૃષ્ણજી લાડ લડાવે તેમાં સાનો પાડ. કાહાન. ૩
ચુંદડી આપો તો પ્રભુ પાયે લાગુરે,
નરસૈયાના સ્વામી પાસે માન માગુરે. કાહાન. ૪

ગરબી ૩ જી.

કૃષ્ણ બોલ્યારે નિકળ જળથી તું બાહાર,
આપું ચુંદડીરે લેને રાધા ઓ નાર. ટેક.
ચીરનાં વખાણ કરે માલ નથી એમાં,
નગ્ન થઇ જળમાં નહાવો દંડ દીધો તેમાં. કૃષ્ણ. ૧
ચુંદડી તારીનો ખપ નથી મારે,
સહુ સખી બાહાર આવો લ્યોને અત્યારે. કૃષ્ણ. ૨
સહુ સખીએ વિચાર કર્યો જાવું હવે ઘેર,
કૃષ્ણ કેરૂં કહ્યું માની કરીયે એવી પેર. કૃષ્ણ. ૩
હારી સહુ બાહાર આવ્યાં દેઇને બેઉ હાથ,

ચીર આપી આશા પુરી નરસઈયાને નાથ. કૃષ્ણ. ૪

—§०§—

## નંદજીની ગરબીઓ.

તમેરે નંદજી ગોકુળ સાંચરોરે,
ઉતરાવો જુમનાજીનો ઘાટજો;
મારી માને નહી હોય ગોઠતુંરે;
જસોદા જોતાં હશે વાટજો. તમેરે૦ ૧
ન કરે માતપિતા તે તમે કર્યુંરે, અમને બહુ લડાવ્યાં લાડજો;
અમને નાનેથી મોટાં કર્યાંરે, તેના શાશા માનુ પાડજો. તમે.
મારી છે પચરંગી લાકડીરે, વાગતી વેણ રસાળજો;
તેને તમે સંભારીને મુકજોરે, રખે લેઈ જતાં ગોવાળજો. ન.૨
મારી સહસ્ત્ર ગોરી ગાવડીરે, તેને તમે હાથ ફેરવી જજોજો;
કહે રઘનાથનાસ્વામી નંદનેરે, અમપર કૃપા દ્રષ્ટે જોજોજો.

ગરબી ૨ જી.

નયણે નિરને નંદજી બોલીયાંરે, અમથી એકલડાં નજવાયજો;
વાટડી જોતાંને રોતાં હશેરે, કાનજી ત્યાંય તમારી માયજો.ન
હુંતો રાખીશ મારા મનનેરે, તમારી માના મનકયમ રેહેશેજો;
માટે ગોવીંદ ગોકુળ આવજોરે, દુરજન મેણીલાં બહુ દેશેજો.
કહો કોણ વંદ્રાવન ગઉ ચારશેરે, સાંજે કોણ આવશે ઘેરજો
હસતાં વાણુલીયે કોણ ઉઠશેરે, કહો કુણ જાણે તમારીપેરજો.
કુંવર કોને લાડ લાડવશુંરે, કોને વળગાડીશું દામીજો;
કોને જમાડીને જમશુંરે, કહોને રઘનાથના સ્વામીજો. ન. ૪

ગરબી ૩ જી.

જસોદા પુછે પિઉને પ્રેમશુંરે, નંદજી ઉત્તર ન આલેજો,

મુખથીબોલે પણ બોલાયનહીંરે,લાલનાં બોલડીયાં બહુસાલેજો
કારણ કો'ને મારા કંથજીરે, કુંવરને કયાં મેલી આવ્યાજો.
સરવશ સોંપ્યાં વસુદેવનેરે, દુઃખના મેરૂ કયાંથી લાવ્યાજો,
આપણે મિત્રાઇ વસુદેવનેરે, આપણે કયાંનું હતું ,વેરજો,
આવી આપણા સુતને ભોળવ્યોરે, તે રાખ્યો પોતાને ઘેરજો
કહો ત્યાં કંથ તમે નવ બોલીયા રે, આપણે ખોયાં છૈયાંછોડીજો
એ રૂષનાથનો સ્વામી ગોવાળીયોરે, અમપર નજરન જોડીજો

ગરબી ૪ થી.

વ્રજમાં વ્રજ વિનતા વાતો કરેરે, મોહનજી મથુરામાં રહ્યાજો
વહાને નંદજી ગોકુળ મોકલ્યારે, વિઠલ વાસુદેવના થયાજો;
અહીંના સુખમાં ગાયો ચારવીરે, બીજું આહીરમાં રહેવું જો.
ત્યાં સહુ પુછીને વાતો કરેરે, મથુરાં નગરીમાં શું કહેવુંજો
મથુરાં નગરી હરીને મન વશીરે, બીજું કંસરાયનું રાજજો
લક્ષ્મી દેખીને લલચાઈ ગયોરે, માટે ગોકુળ કીધું તાજજો.
એ મુરત મનોહર શામળોરે, સજની સહુને લાગે મીઠોજો.
એરૂષનાથનોસ્વામી ગોવાળીઓરે,ત્યાંતો રાજાથઇને બેઠોજો.

---

## પરચુરણ ગરબીયો.

ચંદ્રાવળીની ગરબી.

માથે મટુકીને મહીડાંની ગોળી, મહીરે વેચે ચંદ્રાવળીરે;
વેચંતી આચંતી નગરમાં પેઠી, કાનુડો ખેલડો સાહીરહયોરે.
મેલોમેલો કાનજી જવાદો જાદવજી અમઘેર સસરોરીસાળવારે;
તમારા સસરાને બીજી વહુવારૂ આણી આલુ, તમથી ઘુંઘટ
તાણે અદકેરાંરે. માથે૦ ૧

વેચંતી સાચંતી નગરમાં પેઠી, કાનુડો છેલડો સાહી રહયોરે;
મેલો મેલો કાનજી જવાદો જાદવજી,અમઘેર સાસુ રીસાળવારે.
તમારી સાસુને બીજી વહુવારૂ આણી આલુ, તુમથી પા-
યે પડે અદકેરારે. માથે૦ ૨
વેચંતી સાચંતી નગરમાં પેઠી, કાનુડો છેડલો સાહી રહયોરે;
મેલો મેલો કાનજી જવાદો જાદવજી, અમઘેર જેઠ રીસાળવારે.
તમારા જેઠને બીજી વહુવારૂ આણી આલુ, તમથી નાવ-
ણુ આપે અદકેરાંરે. માથે૦ ૩
વેચંતી સાચંતી નગરમાં પેઠી, કાનુડો છેડલો સાહીરહયોરે;
મેલો મેલો કાનજી જવાદો જાદવજી,અમઘેર દીયર રીસાળવોરે.
તમારા દીયરને બીજી ભોજાઈ આણી આલુ, તમથી હો-
રી ખેલે અદકેરાંરે. માથે૦ ૩
વેચંતી સાચંતી નગરમાં પેઠી, કાનુડો છેડલો સાહીરહયોરે;
મેલો મેલો કાનજી જવાદો જાદવજી,અમઘેર નણદી રીસાળવારે;
તમારાં નણદીને બીજી ભોજાઈ આણી આલુ, તમથી મા-
થાં ગુંથે અદકેરાંરે. માથે૦ ૫
કડવેવચને ગોપીકા એમબોલે, મેલો મારો પાલવ નીરલજારે;
દુરજન દેખે તુમે નવી લાજો, છાતી ધડુકે માહરીરે. માથે૦ ૬
તોય ન સમજે છોગાળો છબીલો, પાલવસાહી ઉભો રહયોરે;
ચીર ફાડી ચંદ્રાવળી નાઠી, કાનુડો હાથ ઘશી રહયોરે.
માથે૦ મહી૦ ૭

ગરબી ૨ જી. અજવાળી રાતની.

આસો માસે શરદપુનમની રાતજો,
ચાંદલીયો ઉગ્યોરે સખી મારા ચોકમાં. ટેક૦

સસરો મારો દેરાસરનો દેવજો,
સાસુડી દેરાસર કેરી પુતળી. ૧
જેઠ મારો અશાડીલો મેહજો;
જેઠાણી ઝબુકે વાદળ વીજળી. ૨
દિઅર મારો ચાંપલીયાની છોડજો;
દેરાણી ચાંપલીયા કેરી પાંખડી. ૩
નણંદ માહારી વડી માંહેલી વેલજો;
નણદોઇ તે વાડી માંહીનો વાંદરો. ૪
પરણ્યો મારો ચતુર સુજાણજો;
તાણીને બાંધેરે નવરંગ પાઘડી. ૫
એ પાઘડીએ દશ દશ આંટાજો;
આંટને આંટેરે નવરંગ પાઘડી. ૬
ગોરીનો પરણ્યો વહાણુ કમાવા જાયજો;
વાહાણેથી લાવેરે ખારેક ટોપરાં. ૭
ખારેક ખાય તો ખાટકે ગોરીની દાઢજો;
ટોપરડુ ખાય તો ગોરીને કુચા વળે. ૮

ગરબી ૩ જી. જસોદાજીના બાળભાવની.

દૂર ખેલન મત જાઓ, મેરે લાલન દુર મિલેગો હાઉ; ટેક.
મચ્છારૂપ સંખાસુર માર્યો, લાયો બેદ છોરાઉ;
ચાર બેદ બ્રહ્માકો દીનો, મે તહાં ન દેખા હાઉ.
દુરખેલન મતજાઓ, મેરે લાલન દુર મીલેગો હાઉ. ૧
વારાહરૂપ ધર પર્વત લાયે, પૃથ્વી દાઢ ચઢાઉ;
બ્રહ્મા લક્ષ્મી નિશદિન આપે, મેં તહાં ન દેખા હાઉ.દુર૦ ૨
નરસિંહરૂપ અવેતારમેં બડ, અસુરકો બે ઉપજાઉ;

બડો દૈવ હિરણ્યાકશ માર્યો, મેં તહાન દેખા હાઉ. દુર. ૩
વામનરૂપ છલ્યો બલરાજા, પગલાં ત્રણ ચલાઉ;
ઇંદ્રાસનનૂ ઈંદ્રકો રાખ્યો, મેં તહાં ન દેખા હાઉ. દુર. ૪
ફરશુરામ અવતારમે, બડ અસુરકો મેં ઉપજાઉ;
ક્ષત્રી મારી નવ ક્ષત્રી કીધી, મેં તહાં ન દેખા હાઉ દુર. ૫
રામચંદ્ર અવતારમે, દશ મુસ્તક છેદી લાઉ;
સોનેકી લંકા ખાખ કરડારી, મે તહાં ન દેખા હાઉ દુર. ૬
જમનાકે તીરે ધેન ચરાઈ, ભુજા બની બિચરાઉ;
શેષ પતાલ કાલીનાગ નાથ્યો, મેં તહાં ન દેખા હાઉ. ૭
માણકંથન બધો મન મોહન, ભક્ત વત્સળ છેલ જાઉ;
જમના અરજુન વૃક્ષ એ ધારે, મેં તહાં ન દેખા હાઉ. દુર. ૮
બાલાપનમેં મૃતિકા ખાધી, ચઉદ લોક દેખાલાઉ;
સુરકસ્વામી તેરી અદભુત લીલા મુખે કહી નવ જાઉ. દુર ૯

ગરબી ૪ થી

હાથ વછુટી મારી મટુકી ફુટી, દધી વેચંતા લુટીરે ટેક
પીતળ લોટા જળે ભરાવું, દાતણની ચતુરાઈરે. હાથ. ૧
ચીની તે પ્યાલા તેલે ભરાવું, મરદનની ચતુરાઇરે; હાથ.
ત્રાંબાકુંડી જળે ભરાયું, નહાવણની ચતુરાઇરે. હાથ. ૨
શેવ સુંવાળી લાપશી રંધાવું, ભોજનની ચતુરાઈરે. હાથ.
પાન સોપારી લવીંગ મંગાવું, મુખવાસની ચતુરાઈરે હાથ.

ગરબી ૫ માં.

ઝુમકહાર શીદ તોડયો હો રાજ, મારો ઝુમકહાર શીદ તોડયો;
હારની પડીછે ત્રણઓળો હોરાજ, મારો ઝુમકહારશીદ તોડયો,
જળ જુમનાં જળ ભરવા ગયાતાં, ઘટ મારો શીદ ફોડયો. હો.

વંદ્રાવનને મારગ જાતાં, કાંડુ ઝાલીને હાર તોડયો. હો.
વંદ્રાવનને ચોકે રમતાં, કુડાં વચન કોણ બોલ્યો. હો.
પ્રીત કરી પણ કરતાં ન આવડી, નંદ આહીરનો છોરો. હો.
મીરાંબાઈકહે પ્રભુ ગીરધરનાગર, આવ્યને નટવર ઓરો. હો.

ગરબી ૬ ઠી.

ગગરી ઉતારરે વનમાળી, મટુકી ઉતારરે વનમાળી;
ઉતાર ઉતાર ઉતાર જલદી ઉતારરે વનમાળી.
મેરે શીરપર હોગઇ ભારી; ગગરી. ઉ. ટેક.
સુનેકી ગગરીને રૂપલા ઉઢાણી, ભરગઇ રાધે પ્યારી. ગગ. ૧
જળ જુમનાંકી ચીકણી મટુડીયાં, લસ ગઈ રાધે પ્યારી; ગગ.
મે પ્હેરી કસુંબલ સાડી, તેરે મુગટકી છબ ન્યારી. ગગ. ૩
મે પ્હેરી જરકસકી ચોળી, તેરી મોરલીકી છબ ન્યારી; ગગ. ૪
મેં પ્હેરી મોતનકી માળા, તેરે ગુંજ માળકી છબ ન્યારી. ગગ.
મીરાંબાઇકહે પ્રભુ ગીરધરનાગર ચરણકમળપર વારી ગગ. ૫

ગરબી ૭ મી.

## ઈશ્વરને પુજવા વિશે.

(હું તો ઈશ્વરને પુજવા નીસરીરે લોલ. એ રાગ.)

શામ સલુંણા કૂવર નંદનારે લોલ,
તેં મને નાંખી ફંદમાંરે લોલ; ટેક.
હું તો ઝબકીને જોવા નીસરીરે લોલ,
ઓઢવાનું અંબર વીસરીરે લોલ. શામ. ૧
હું તો ગાવડીને દોવા નીસરીરે લોલ;
શેલો લીધો ને તામડી વીસરીરે લોલ. શામ. ૨
હું તો દરશન કરવાને નીસરીરે લોલ;

સાળુ પેહેર્યાને ચોળી વીસરીરે લોલ. શામ. ૩
હુંતો જુમના તે જળને નીસરીરે લોલ;
ગાગેર લીધીને ઘડો વીસરીરે લોલ. શામ. ૪
જમતાં તે જીવણુ સાંભર્યારે લોલ;
કંઠે ના ઉતરે કોળીયોરે લોલ. શામ. ૫
વલ્લવના સ્વામી શ્રી હરીરે લોલ;
તનમનથી હું તમને વરીરે લોલ. શામ. ૬



ગરબી ૮ મી.

શામળીયાલાલ સાસુડી સંતાપે કહો કેમ કીજીએ;
ક્યાં જઈએ હરી ઘરમાં બેશી રહીએતો રાંડ ખીજશે.
મારી સાસુ શંખણી છે એવી, નણુદલને નાતરે દેઉ પેહેલી
તે તો વાત નથી કેહેવા જેવી. શામ ૧
મારો સસરો સાધુજન ઘણો, મને આશરો છે તેનાતણો;
મારો જેઠ ઝાંપડો બુદ્ધિવનો. શામ. ૨
મારો દિયરીયો હઈયા મેલો, તેતો લડાઈ કરવા સઉ પેહેલો
એની દુષ્ટ બુદ્ધિ ઢાંકી મેલો. શામ. ૩
જાણે સુડી વચે સોપારી, હું તો અનાદની છું તમારી;
પદ ગાશે વઈશ્નવ વિચારી. શામ ૪

ગરબી ૯ મી.

ઓ જસોદાજી આવડો લાડકવાયો લાલ ન કીજીએ;
ચાલો ત્યાં સુધી સુતનાં પ્રેમચરિત્ર દેખાડી દીજીએ. ટેક.
વાલે કઉતક કીધું મંદીરમાં;
એણે માખણ પેંડા લીધા કરમાં.

એણે માંકલડાં ઘાલ્યાં ઘરમાં.      ઓ જસોદાજી. ૧

વાલો સંતાડયાં શોધી કહાડે,
હોય ઉંચાં પણ હેઠાં પાડે;
એ તો ખાય ખવરાવે ને વણસાડે.      ઓ જસોદાજી. ૨

વાલો સુતાં બાળકનાં અંગ મોડે,
મારાં બાંધ્યાં વછોરૂં છોડી મેલે;
દધી ગોરસ દુર થકી ફોડે.      ઓ જસોદાજી. ૩

દયા પ્રિતમના સ્વામી રશિયા,
દધી ગોરશપર આવે ધશીયા;
ધન્ય ભાગ્ય અમારૂ વ્રજમાં વશિયા.      ઓ જસોદાજી. ૪

ગરબી ૧૦ મી.

ઓ છોગાળી અંબોડો ગુંથીને વાંકો મેલ તું;
તું મુકીદે વાલપણું તારૂ રંગમાં રેલશું;
તું વરણાગીમાં છે વાંકી, તને મારગ જાતાં મેં ઝાંખી,
તુ સમજી લેને જા અહીંથી.      ઓ છો. ૧

શણગાર સજીને આવોને, તમે મારા મનમાં ભાવોને;
તમે કોક સંગાથે કાવોને.      ઓ છો. ૨

તારો લટકો જોઇને લોભાયો, હું નંદ જસોદાનો જાયો;
સખી દયા પ્રિતમને સેવાયો.      ઓ છો. ૩

ગરબી ૧૧ મી.

તમને શું કહીયેરે, કામણગાળા છો;
ગોપીજન વલ્લભરે પ્રાણ અમારા છો;
પુછુછુ તમાંરે સાચુ કહો અમને;
મારા સમ મોહનરે નહી ભુલુ તમને.

હઇયાપર હાજરરે, ખાંતે ખુપ્યા છો;
તમ સરખા જીવણરે કાંઇ એક ધુત્યા છે.
આ દુરબળ રાતારે ચંદન ચળકે છે;
મુખને તંબોળેરે લલાટ લટકે છે.
આ તે શું અચરતરે, આવ્યા સેજડીએ;
રણછોડના સ્વામીરે, અચરતની ઝડીએ.

ગરબી ૧૨ મી.

વારૂ છુ વાલમરે અમને અડશોમાં;
વાટેને ઘાટેરે અમને વઢશોમાં.
અમે વહુવારૂરે લાલા લાજ ભર્યાં;
બોલતાં બીજેરે કંથે કેદ કર્યાં.
સાસુડી સુણશેરે નણદલ નાની છે.
પ્રીતલડી છે પણરે તમશું છાની છે.
શુ જોર જણાવોરે, આવડાં વાલાજી;
તમે કોના કુંવરરે, કહો અમને લાલાજી.
પાળેલાં કહીનેરે, સઉકો સાદ કરે;
એમાં શા તોલજરે, પરઘેર પેટ ભરે.
મનગમતા કીધારે લજ્યા લોપીને;
રણછોડના સ્વામીરે, ધન્ય આ ગોપીને.

ગરબી ૧૨ મી.

આવના આવના આવનારે, શામ મેરી ગલીસે આવના;
આવના તો દૂરશે બતાવનારે શામ મેરી ગલીસે આવના.
તેરેરે ખાતર બાગ બનાયારે, ફુલુકે હાર ગુંથાવનારે. શા. ૧
તેરેરે ખાતર દહી જમાયોરે, પ્યાલા ભરીભરી પાવનારે શા.

શેવ સુંવાળી લાવશોરે, રૂચી રૂચી ભોગ લગાવનારે. શા. ૩
લવાંગસોપારીને એલચીરે, પાનુકી બિડીયાં ચાવનાંરે. શા.
બાઇમીરાંકહે પ્રભુ ગિરધરનાગર,ચરણકમળચીતલાવનારેશા.

ગરબી ૧૪ મી. છેલની.

હારે અલ્યા વાંકી ન પહેરિયે પાઘડી;
હાંરે તારી પાઘડી તે પાટુઓ ખવરાવશેજીરે. વેગળો
રહે વરણાગીઆ ટેક.
હાંરે અલ્યા નેન કટાક્ષ નહિ કીજીએ;
હાંરે તારાં નેણુાં તે મેણુલાં મરાવશેજી. વેગળો. ૧
હાંરે અલ્યા બંગી લેલાટ નહી લેખીએ;
હાંરે તારી બંગી તે કુઢંગીમાં કઢાવશેજીરે. વેગળો. ૨
હાંરે અલ્યા પાન બીડાં નહી ચાવિયે-
હાંરે તારાં પાન તે ભાન ભુલાવશેજીરે. વેગળો. ૩
હાંરે અલ્યા વગર વિચારયુ નહી બોલીએ;
હાંરે તારૂ તોલ બોલ બોલવા થકી થશેજીરે. વેગળો. ૪
હાંરે અલ્યા વિશેશ કેશ ન વધારિયે;
હાંરે તારાં કેશ તે વેશ ભજાવશેજીરે. વેગળો. ૫
હાંરે અલ્યા કડકડતાં કેડિયાં ન પેહેરીયે;
હાંરે તારાં કેડિયા તે બેડિયો ઘલાવશેજીરે. વેગળો. ૬
હાંરે અલ્યા વેઢે મઢીશ નહી આંગળા;
હાંરે જશે વેઢ બનીશ ઢેડ જોશે જાંગલાજીરે. વેગળો. ૭
હાંરે અલ્યા હિરકોરી ધોતિયાં ન પહેરીયે;
હાંરે તારાં ધોતિયાં તે ધુળ ઘલાવશેજીરે. વેગળો. ૮
હાંરે અલ્યા ચમચમતી મોજડી ન પહેરીયે;

હાંરે તારી મોજડી તે રોઝડી કરાવશેજીરે. વેગળો. ૯
હાંરે અલ્યા ખભે દુશાલા નહી નાંખીયે;
હાંરે તારા દુશાલા તે નામ ડબોવાવશેજીરે વેગળો. ૧૦
હાંરે અલ્યા અત્તર ફુલેલ નહી વહોરિયે;
હાંરે તારાં ફુલેલ તે તેલ કઢાવશેજીરે. વેગળો. ૧૧

ગરબી ૧૫ મી,

મારૂં સોનાનું છે બેડું રે, છેલ છબીલા છોગાળા;
મારી રૂપાની ઉઢાણીરે, છેલ છબીલા.
હું તો સરોવર પાણી ગઇતીરે, છેલ;
મને કાળે બળદે મારીરે; છેલ.
મારા આછાં સાળુ ફાટયારે, છેલ
એ ગોકુળ ગામના દરજીરે, છેલ.
મારા આછા સાળુ વેરોરે, છેલ.
મારી સાસુ ન જાણે શીવ્યારે, છેલ.
મારી નણંદ ન જાણે ઓટયાંરે, છેલ.
મારી જેઠાણી ન જાણે ટાંકારે, છેલ.
તારો સાંધવાનો સવૈયોરે, છેલ.
તારો ઓટયાનો રૂપૈયોરે. છેલ.

ગરબી ૧૬ મી

મારારે સ્વામી બોલોની વાલા;
જસોમતી નંદ તણા લાલા. મારા૦ ટેક
ઘેલીરે થઇને ગોકુળમાં ભમતી;
બીજારે કોઇની વાતો નથી ગમતી. મારા૦ ૧
ઓલીરે તમને કોણ મળી ધુતી;

જેણેરે તારૂં ચીતડું લીધું લુંટી. ...... મારા૦ ૨
વાલારે તારી વાટલડી જોતી;
આંસુડાં ભરી ભરીને રોતી. મારા૦ ૩
ભુંડારે લોકે ભરમાવ્યા તમને.
તેથી તમો મળતાં નથી હમને. મારા૦ ૪
વાલારે તમને કશુએ નહી કહીશું;
મોહન તારી મરજી મુજબ રહીશુ. મારા૦ ૫
ઝાઝુરે હવે શું કહીયે તમને;
મોહનવર મેહેર કરો હમને. મારા૦ ૬
એવુંરે સુંણી આવ્યા ગીરધારી;
દીધું આલીંગન ત્યાં મોરારી મારા૦ ૭

ગરબી ૧૭ મી મેદી વિશે.

મેદી મેદી શું કરોને, મેદી મોટાં ઝાડ;
એક ડાળું હલાવીએ તો, ડાળાં હાલે ચાર. સહીયર
મેદી લેશોરે.
મારી સાસુએ એમ કહ્યાં જે, વાસીદાં વાળી મહેલ;
મેં ભોળીએ એમ સાંભળ્યાં જે કચરા વેરી મેલ. સહીયર.
મારી સાસુએ એમ કહ્યાં જે પાણી ભરી મેહેલ;
મેં ભોળીએ એમ સાંભળ્યાં જે બેડાં ફોડી મેલ. સહીયર.
મારી સાસુએ એમ કહ્યાં જે રાંધણું રાંધી મેહેલ;
મે ભોળીએ એમ સાંભળ્યાં જે ચુલુલો છાંટી મેલ. સહીયર.
મારી સાસુએ એમ કહ્યાં જે, રોટલા ઘડી મેહેલ;
મેં ભોળીએ એમ સાંભળ્યા જે કલેડાં ફોડી મેહેલ.સહીયર.

ગરબી ૧૮ મા ફકીરીની.

લેના ફકીરી ઉસમે ક્યા દીલગીરી, સદા મગનમે રહેનારે; ટેક.
કોઇ દીન પેંડા કોઇ દીન બરફી કોઇ દીન ફકમ ફકારે. લેના.
કોઇ દિન હાથી કોઇ દિન ઘોડા, કોઇ દિન પાંઉસે ચલનારે. લે.
કોઇ દિન બંગલા કોઇ દિન બગીચા, કોઇ દિન જંગલ ડેરારે. લે.

ગરબી ૧૯ મી ચોરાના બેસણાની.

હાંહાંરે કે ચોરા છોબનના, હાંહાંરે કે બેઠક મોટાની;
હાંહાંરે કયા ભાઈ બેઠા છે, હાંહાંરે જીવણભાઇ બેઠા છે.
હાંહાંરે મોડાતી પાન આપે, હાંહાંરે કે પાન આપતાં વાર લાગી;
હાંહાંરે કે સોટીયો સાત મારી, હાંહાંરે કે ટપલા ત્રણ મારયા.
હાંહારે કે ઢીકા નવ માર્યા, હાંહાંરે કે સાબળા શા માટે;
હાંહાંરે કે વાંક નથી હમારો, હાંહારે કે વાંક છે નણદીનો
હાંહાંરે કે તેણે મને મરાવી.

ગરબી ૨૦ મી ખતરણની.

ખતરીવાડાની ખતરણ લાલ હંબોડારે;
ખતરણ આવી બેઠી ગોખ લાલ હંબોડારે.
તે તો મોડાતીની સોક લાલ હંબોડારે;
ભાઇ છાના પેંડા લાવે કે લાલ હંબોડારે.
પેલી ખતરેણને ખવડાવે કે લાલ હંબોડારે;
મોડાતી બારીએ બેસી રૂએ કે લાલ હંબોડારે.
એની સાસુ આંસુ લુહે કે લાલ હંબોડારે;
વહુઅર આવડી શી છે પેર લાલ હંબોડારે.
ખતરણ કાલે જાસે ઘેર લાલ હંબોડારે;
આપણે કરીશું લીલા લેહેર લાલ હંબોડારે.

ગરબી ૨૧ મો.

અચકો મચકો કારેલી. ટેક.
તમને કઇ વહુ ગોરાં ગમશે રાજ અચકો મચકો કારેલી.
અમને રૂખી વહુ ગોરા ગમશે રાજ, અચકો.
એ ઠીગણીને શું કરશો રાજ. અચકો.
એ ઠીગણી કામણગારી રાજ, અચકો.
એને ઉંચી ઉંચી મેડીયે બસારશુ રાજ; અચકો.
એને રોપસો ઘરાણું ઘાલશુ રાજ. અચકો.

ગરબી ૨૨ મી,

સુણ ચતુરસુજાણ પરનારીની પ્રીત કદી નવ કીજીયે;
જેણે પ્રીત કરી પરનાર તણી, એને લઇડે રૂધણ ધામ ધણી.
એણે કુળની લજ્યા કાંઇ ન ગણી. સુણ૦ ૧
તમે પેહેલા મળશો દુતીને, તારૂ સરવસ લેશે ધુતીને;
પછી રહેસો અંગ ભભુતીને. સુણ૦ ૨
તમે બેઠા મુછો મરડીને, તારૂ કાળજુ ખાશે કરડીને;
નહી મુકે માંસ આંતરડીને. સુણ૦ ૩
તને પ્રેમના પ્યાલા પાઇને, તારૂ સરવે લેશે વાઇને;
તને કરશે બોખું ખાઇને. સુણ૦ ૪
પ્રીતમના સ્વામી છે પ્યારા,તમને ગોપીયો કરે કાલાવાલા;
તમે દરસન દોને મોરલીવાળા. સુણ૦ ૫

ગરબી ૨૩ મી.

(તજો તમે કેફ કરવા કરવું એ રાગ).

ગરજીરે તમને દીઠા મેં ગીરધારી,
મતલબીયા છો મોહન મોરારી. ગરજી૦ ટેક

મનેરે માયા લાગી છે તારી,
મારે મન ઝાઝી છે મોરારી;
વાલારે મને શા માટે વીસારી. ગરબી૦ ૧
પેહેલીરે મને ખબર આવી પડતી,
એની સાથે પ્રીત નહી કરતી;
વાલા તો મને મેલી ગયા રડતી. ગરબી૦ ૨
મેતોરે જાણ્યું ઉજળુ તે દુધ હશે,
તેનેરે બાને વાલી મને છાશે;
રહીતી હુંતો સારે વિસવાસે. ગરબી૦ ૩
જસોદાના કાન તમેરે કાળા,
કાળારે બહુ આંખ્યો તણા ચાળા;
તેપર હુંતો મોહીછું નંદલાલા. ગરબી૦ ૪
હવેરે હરજી ઘણું થયું ગીરધારી,
ક્ષમા કરો ચુક થઇ છે મારી;
થઇને રહીછું દાસી હું તમારી. ગરબી૦ ૫
પ્રીતમના સ્વામી મને મળીયા,
દુઃખરે મારા જનમ તણાં ટળીયાં;
ગોપીરે સહુ આનંદથી મળીયાં. ગરબી૦ ૬

ગરબી ૨૪ મી.

નહી મેલુરે નંદનાલાલ છેડલો નહિ મેલુ,
તારે છેડલે ચંપા, છેડલો નહી મેલુ. ટેક.
સાત પાંચ ગોપીયો ટોળે મળીને, વચમાં કાનડ કાળોરે;
કાળો છે પણ કામણગાળો, એની આંખડલીનોચાળો. છેડ૦૧
વાંકી મેલે પાઘડીને, કાને જુડાં મોતીરે;

જેનો વર વરણાગીયો, તેની બાયડી છાંડે રોતી. છેડ૦ ૨
કચકડાની ડાબડીને, માંહી ભરી છે ગેશરે;
જેનો વર વરણાગીયો, તેની બાયડી કાળી મેશ. છેડ૦ ૩
કેળાં પીરસ્યું કાતરીયાંરે. આંબા પીરસ્યું ઘોળીરે;
મન ભાવતો મોટ નમતા, પીરસ્યું પુરણપોળી. છેડસો૦ ૪
મુંબાઈની ઊંચી નારી, ઠીંગણી સુતારીરે;
નડિયાદનું નાક વઢાણું, સોરઠની બલીહારી. છેડસો૦ ૫

ગરબી ૨૫ મી૦

કાળજડું મારૂં કોરયુંરે છેલ છબીલા;
તેંતો ચીતડું મારૂં ચોરયુંરે રાજ રંગીલા. ટેક.
વાલાજી અમે ગોરી સહુ ગુમાને ભરેલી,
તેંતો સઘળું નાંખ્યું ઢોળીરે. છેલ છબીલા. ૧
વાલાજી રીતેતો સ્રીના પુરૂષને પીડે,
તું સહુને દમતો હીંડેરે; છેલ છબીલા. ૨
વાલાજી નરની મોહની નારીને વાત સાચી,
તુજ આગળ વિદ્યા કાચીરે; છલ છબીલા. ૩
વાલાજી અબળા આતુર પણ આતુરતા નવ દાખે,
કીડા ભંગ કરી નાંખેરે; છેલ છબીલા૦ ૪
વાલાજી મારા ચીતડાની મોજ કહુંછું છેલી,
તુજ માટે લજ્જા મેહેલીરે; છેલ છબીલા૦ ૫
વાલાજી મારા દયાનાપ્રભુ મંદીરમારે આવો ભાગ્ય મોટુ
સેજડી પાય પલોટુંરે; છેલ છબીલા૦ ૬

ગરબી ૨૬ મી.

મને મળીયા છે મોરારીરે, પનઘટ જાતાં;

મારી આંખલડી તો ઠારીરે, પનઘટ જાતાં. ટેક.
વાલાજી મારા ઓચીંતાનીરે આવી ગોરી,
જુમનાની તીરે ઓડીરે, પનઘટ જાતાં. ૧
વાલાજી મારા આવી ઉભા છે મારી જોડે,
બેડલીયું મારૂં ફોડેરે પનઘટ જાતાં. ૨
વાલાજી મારા હાર હજારીનો તોડયો,
મારો પોંચો સાહીને મોડયોરે પનઘટ જાતાં. ૩
વાલાજી મારી સાસુડી ઘેર સંતાપે,
મારી નણુદી બહુ રંજાડેરે પનઘટ જાતાં. ૪
વાલાજી મારા સ્વામી રવીદાસના છો રંગી,
મારા જનમો જનમના સંગીરે પનઘટ જાતાં. ૫

ગરબી ૨૭ મી.

અમને છમકલે શું છાંડોરે છેલ છબીલા,
આવડો અમ ઉપર શો આડોરે, રાજ રંગીલા. ટેક
વાલાજી મારા ચઉટે સંભાળીને ચાલો,
ગોવીંદજી ખારો ગાભોરે; છેલ છબીલા. ૧
વાલાજી મારા હેરણીઆ આવીને શું હેરો,
કાંઇ રાજ કંસ કેરૂંરે; છેલ છબીલા. ૨
વાલાજી મારા ચમકતી ચાલે રંગ લાગ્યો,
મારે ભય તો સહુનો ભાગ્યોરે; છેલ છબીલા. ૩
વાલાજી મહીની મટુકી મારી ફુટે,
કાંઈ મોતન માળા ટુટેરે; છેલ છબીલા. ૪
વાલાજી મારા આંખ દીસે છે કામણગારી,
તેને મોહીછે વ્રજની નારીરે; છેલ છબીલા. ૫

વાલાજી મારા સ્વામી રવીદાસના સોહાગી,
મને પ્રીત તમારી લાગીરે; છેલ છબીલા. ૬

ગરબી ૨૮ મી.

પાતળીયા પાલવ મેલોરે પાયે પડુછું;
છબીલા છેડો મેલોરે પાયે પડુ છું.
વાલાજી મારા વંદ્રાવન વણુજે જાતાં,
શીદ મને ઓડોછોરે, પાએ પડુછું. ૧
વાલાજી મારા મહી ઝલકાશે મારૂં,
નહી સાંખે નંદને સારૂરે; પાએ પડુછું. ૨
વાલાજી મારા કંસનું રાજ છે કુડું,
કોઇ જઇને કેહેશે ભુંડુરે, પાયે પડુછું. ૩
વાલાજી મારા કામ ઘણું છે ઘેર મારે,
શું રોકો જુમના આરારે, પાયે પડુછું. ૪
વાલાજી મારા લોક જાણે એનું લાહરૂં,
અમે સાસુની વહુવારૂંરે, પાયે પડુછું. ૫
વાલાજી મારા કંથને કપરો જાણો,
કાંઈ સજા દે પરમાણોરે, પાયે પડુછું. ૬
વાલાજી મારા સ્વામી રવીદાસના સોહાગી,
મને માયા તારી લાગીરે, પાયે પડુછું. ૭

ગરબો ૨૯ મી નાના વરની.

કાચલીમાં કંકોડીને વાડકીમાં પાણી;
ન્હાનો વર નવડાવા બેઠી, સમડી લઈ ગઈ તાણી.
લાલ કેમ કરીએ. ટેક.
મારે કરમે કજોડું લાલ કેમ કરીએ;

મારે જુગમાં વગોણું લાલ કેમ૦
મારે સૈયરોમાં મેણું લાલ કેમ૦
ટોપલામાં ઘાલી હું તો કાકાબળીયા ગઇતી;
કાકેબળીએ પુછ્યું તારો શો સગો લાગે લાલ કેમ૦
બાઈજીનો બેટડો ને નણદીનો વીરો;
ન્હાનો છે પણ કંથ લાલ કેમ૦
રોટલા ઘડું તારે ચાનકીરે માગે;
ધબ્બ લઈને ઢીકો મારૂં, હૈયડામાં સાલે લાલ કેમ૦
પાણીડાં જાઉં તારે છેડે વળગ્યો આવે;
ધબ્બ લઈને ઢીકો મારૂં હૈડામાં સાલે લાલ કેમ૦
હાગ પગ દોરડીને, પેટ મોટું ગોળી;
ઉકરડે જઈ હગવા બેસે સમડી પાડે ઢોળી લાલ કેમ૦

ગરબી ૩૦ મી

સોના કેરૂ મારૂ બેડલુ મો. રૂપલા ઉઢાણી હાથ; મોહન૦
સરોવર પાણી સંચર્યાં, મો. કાને કાંકર નાંખીયો. મો૦
ઘડો ફુટયો નીર વહી ગયાં, મો. વાલા ચોદશ ચાલ્યાંનીર મો
સાસુ હમારી ખીજશે મો. નણદલ દેશે ગાળ. મો.
દેરાણી જેઠાણી મેણાં મારશે. મો. વાલા સોકયનું છે ઘેરસાલમે

ગરબી ૩૧ મી. કાંકણી વિષે.

ખેલતાં કાંકણી ઝળકી હો રશિયા.
સોના તે કેરૂં મારૂં બેડલું હો રશિયા, રૂપલા ઉઢાણી હાથ; ખે૦
વાટે જતાં વટેમારગુ હો રશિયા, ભાઈ વિરા ઘડુલો ચઢાવ. ખે૦
તારો ઘડો તે ગોરી તોછડો હો રશિયા, તુતો ગારાઘરનોનાર. ખે.
તારા સરખા તારા જેવડા હો. તેતો મારા બાપના ગુલામ. ખે.

કેડ ગરડીને ઘડો હું ચઢી હો, તુટી મારી કમખા કસ. ખે
ભાઈરે દરજીડા વિરા વિનવું હો. ટાંક મારી કમખા કસ. ખે.
ટાંકે ટાંકે મેલ્ય ઘુઘરી હો. હઠડે લખજે મોર. ખે.
જતાં તે ઘમકે ઘુઘરી હો રશિયા, વળતાં ટઉકે મોર. ખેલતાં

ગરબી ૩૨ મી હીંદોળાની

જીરે ઝુલવાને આવો રાજ; ટેક.
શ્રી ચંદ્રભાગાજીના બાગમાં જીરે. ઝુલવાને.
ધારોછો તે વાત આજ લાગમાંજીરે. ઝુલ. ૧
મળ્યાં રાધીકાને ચંદ્રાવળીજીરે. ઝુલ.
મિસ્લત કરીએ બે એકઠાં મળીજીરે. ઝુલ. ૨
ત્યાંતો વાટીકામાં હિંડોળો બંધાવીયેજીરે; ઝુલ.
માંહી પ્રાણજીવન પધરાવીયેજીરે. ઝુલ. ૩
ઘેમર ઘટા છે ઘણી પક્ષનીજીરે. ઝુલ.
ન્યુનતા નથી એક પક્ષનીજીરે. ઝુલ. ૪
લલિતાનાં વચન સુણી છેલડોજીરે; ઝુલ.
તતક્ષણ પધાર્યા અલબેડલોજીરે. ઝુલ.
હીંડોળે બેઠાં છે બનો બેલડીજીરે; ઝુલ.
ઝુકી ઝુકી ઝુલાવે સાહેલડી. ઝુલ. ૬
વીવિધના વાજીંત્ર વેણુ વાયછેજીરે. ઝુલ.
નૌતમ નારી હિંડોળા ગાયછેજીરે ઝુલ. ૭
રસ તણો સમુદ્ર લેરાં ખાયછેજીરે; ઝુલ.
તેમાં દાસ દયો ગુણ ગાયછેજીરે. ઝુલ. ૮

ગરબી ૩૩ મી ઉંદરની

ઉંદર કેર કરે છે રે, દુઃખડાં કોને કેહેવા જઈએ;

અમને નીત્ય નડે છેરે, ઘરમાં કેમ કરીને રહીયે. ટેક.
દર મધ્યેથી દોડી આવે, બિછાનાપર બેસે;
ફુંકી ફુંકી ચાંચજ મારે, ના ખબર તેની રેછે. ઉંદર ૧
ચાર પ્હોરની રજની માંહે, એક ઘડી નવ જપે;
નીંદ્રામાંથી જાગું ઝબકી, તવ કાયા મારી કંપે. ઉંદર. ૨
પોથી પુસ્તક કાપી નાંખ્યા, બાકી ન રાખ્યું એક;
ઝાલી ઝાલી થાકી ગયો, પણ પાર ન આવ્યો છેક. ઉંદર. ૩
ધોતી પોતી કાપી ખાધી, દોરી કાપી આખી;
અબોટીયું અંગરખુ કાપ્યું, તેના સુરજ સાખી. ઉંદર. ૪
જળ પીવાનું બોટી ગયાને, તેલ ઢોળી દીધું;
બરણીમાં બાકી રહ્યું તે, સરવે મળીને પીધું. ઉંદર. ૫
ચુંચું ચુંચું ચિસો પાડી, લીંડી ઝાઝી પાડે;
ઢંઢોળીને હાંકુ તારે, દોટયો ઝાઝી કા'ડે. ઉંદર. ૬
ગણુપતિની ઓથ કહિયે, તે કરતાં નથી ચુકયા;'
લશ લશતા લાડુ કરી, ઉંદર મામાને મુકયા. ઉંદર. ૭
દીવો જો બળતો રાખુતો, દીવટ તાણી જાય:
એમ કરતાં જો ઉંઘી ગયા તો, લંકા જેવું થાય. ઉંદર. ૮
જે દીવસના ગામ ગયાતા, તે દીવસના ઘરમાં પડીયા;
કોઠી પેટી કાપી ખાધી, એ રીતે મુને નડીયા. ઉંદર. ૯
પાંજરા મુકી મુકી થાકયો, તોયે ઝાલ્યા નવ ખુટે;
ખાવાનું ઉઘાડી નાંખી, જાણે ગોળનું ગાડુ લુંટે. ઉંદર. ૧૦
એ પશુને શું કરીએ, મને રીસ ગઇ છે વાપી;
માળા મારી ફેરવવાની, ગઉમુખી સુધાં કાપી. ઉંદર. ૧૧
નિત નિત દુઃખડાં અમને દેછે, કયાં જઇયે ઘરમેલી નાસી;
ભકત પીતાંબર એમકહે, એને મળજો વાઘની માસી. ઉંદર. ૧૨

# વીંછી વીશે ગરબી.

અરરર માડીરે છાણું તે વીણુવા ગઇતી, મા૦ વીં૦
અરરર માડીરે સોબત સહીની થઇતી; મા૦ વીં૦
અરરર માડીરે છાનો માનો લપાયો, મા૦ વીં૦
અરરર માડીરે વાંકો વળી ડંખ માર્યો; મા૦ વીં૦
અરરર માડીરે નાસતાં તેને ભાળ્યો. મા૦ વીં૦
અરરર માડીરે આ શી લેહેરો આવી; મા૦ વીં૦
અરરર માડીરે સહીયર તેડી લાવી, મા૦ વીં૦
અરરર માડીરે સસરાને તેડાવો. મા૦ વીં૦
અરરર માડીરે પડદાને બંધાવો, મા૦ વીં૦
અરરર માડીરે સસરા અહીંયા આવે. મા૦ વીં૦
અરરર માડીરે ગાડી બેસવા લાવે. મા. વીં૦
અરરર માડીરે કાળુપર લઇ ચાલો. મા૦ વીં૦
અરરર માડીરે વીંછુડો ઉતરાવો; મા૦ વીં૦
અરરર માડીરે વીંછુડે વેર વાળ્યાં, મા૦ વીં૦
અરરર માડીરે હરખ હઇયાના ટાળ્યાં. મા૦ વીં૦
અરરર માડીરે ભોજનીયાં ન ભાવે; મા૦ વીં૦
અરરર માડીરે સુતાં નીંદ્રા ન આવે. મા૦ વીં૦
અરરર માડીરે ઓરડામાં ઢોલીયા ઢળાવો. મા૦ વીં૦
અરરર માડીરે પરણ્યાને બોલાવો; મા૦ વીં૦
અરરર માડીરે શીરાને કરાવો; મા૦ વીં૦
અરરર માડીરે પરણ્યો કોળીયા ખવરાવે. મા૦ વીં૦
અરરર માડીરે વીંછીની વેદના ભારી; મા૦ વીં૦
અરરર માડીરે દુનીયાં રહી છે હારી, મા૦ વીં૦

અરરર માડીરે વીતે તે સહુ જાણે. મા૦ વીં૦
અરરર માડીરે ગાયું તેવે ટાણે. મા૦ વીં૦
અરરર માડીરે ચકાલાલે ચિત ચાઈ; મા૦ વીં૦
અરરર માડીરે ગરબી રસીક ગાઇ. મા૦ વીં૦

## માંકણુની ગરબી.

માંકણુ કઇડેછે, માંકણે માંડયો ઉતપાત, માંકણુ કઇડે છે;
હવે કોને કહીયે વાત, માંકણુ કઇડે છે.
હવે કયાં જઇ રહીયે રાત, માંકણુ કઇડે છે. ટેક.
માંકણુ ચાંચણુ જુ જતીને માર્યાનું બહુ પાપરે;
અડધી રાતે ભગવંત સમર્યા, માકણને પરતાપ. માં૦ ૧
નવી વહુને માંકણુ કઇડયા, કઇડયા સારી રાતરે;
ખાટલે પાસા ઘશી ઘશીને, બઈડે પાડી ભાત. માં૦ ૨
મીયાંભાઇને માંકણુ કઇડયા, ચટકે ચડી રીસરે;
ખાટલો ખંખેરવા કાહાડયો, ભાગી નાંખી ઇસ. માં૦ ૩
માંકણુ મુવા મસ્તીખોરા, આવે લારોલારરે;
દીવાનું દીવેલજ ખુટયુ, તોય ન આવ્યો પાર. માં૦ ૪
એકને મુકી બીજો ઝાલ્યો, ત્રીજો નાશી ગયોરે;
ઉતાવળથી ઝાલવા ગઇ તો, દીવો રાણો થયો. માં૦ ૫
આખી રાત વેણી મુવા પણ, તોય ન ઓછા થાયરે;
કાંઇ ખાટલાના પઇયામાંને, કંઈ ભીંતોમાં જાય. માં૦ ૬
વેણ્યા વિના વધી જાયને; પછી ન આવે પારરે;
એક જો છતે જીવતો હોય તો, તેનો ચાલે વિસ્તાર. માં૦ ૭
ખાટલા ખંખેરીને, ગોદડાં તડકે નાંખોરે;
ભીંતે જો માંકણુ જતા હોય તો, તે નજરમાં રાખો. માં૦ ૮

## વાંદરાની ગરબી.

નવે નગરથી વાંદરોરે આવ્યો,
ડાહ્યાભાઇનું ઘર પૂછતોરે આવ્યો;
મોડાતીએ દીધાં માનરે વાંદરા,
નવડાવી ધોવડાવીને પાટલે બેસાડયો.
આંખજ આંજીને ટીલડો તાણ્યો,
એટલે આવ્યા ડાહ્યાભાઈરે;
ફટ્ટ ગધેડી વાંદરો શું ઘાલ્યો,
હું વરણાગીઓ વાંદરો શું ઘાલ્યો;
હું રૂપાળો વાંદરો શું ઘાલ્યો,
હું છોગાળો વાંદરો શું ઘાલ્યો.

## ફુવેડની ફજેતી.

પાયે પ્રભુને નમી કહું ફુવેડના ફેલ સર્વે લોક સાંભળો
કાનોનો કાઢી મેલ; જુવો ફજેતી ફુવેડ નારની ટેક. ૧
છે ધોયાની આખડી ને, છે નાયાનું નેમ;
આ કુભારજા કરમે ભાગી, ઘર ચાલે તે કેમ. જુવો. ૨
સાસુ દે શીખામણ ત્યારે, સામી વઢવા લાગે;
સમીસાંજે સુવે તારે, પોર દીવસે જાગે. જુવો. ૩
પોર દાહડે પડી ન ઉઠે, ઉપડી ન કરે ખાટ;
થાળીયો એની ઠીકરા જેવી, લોટે વળ્યો કાટ. જુવો. ૪
ગોળીએ બેડે છારિઓ વળી, ખામણે સેવાળ;
ઘરમાં ન વાશીદુ વાળે, ગંદા એના બાળ. જુવો. ૫
ચોખુ દાતણ ના કરે, દાંત મેલા થાય;
લોક સર્વે સાંભળો, જઇ કયાં કરૂ વખાણ. જુવો. ૬

બાર છૈયાંની મા કે'વાણી, ગળતે ન આવડે પાણી;
જોવું હોય તો જોઈ લેજો ભુંડણુ વીઆણી. જુવો. ૭
કાચો કરે રોટલો ને, શાક જાણે ખાંણુ;
ઘેંસમાં ન મીઠું નાંખે, દાળ મોળી છાણુ. જુવો. ૮
રસોઈ કરીને ચોકો ન કરે, ન કરે અબોટ;
ઉંધે માથે ઘંટી તાણે, કુતરાં ચાટે લોટ. જુવો. ૯
સાસુની ફજેતી ફુવડ, ઘેર ઘેર કરતી;
સાસુ મારી સોકલડી, શા માટે નથી મરતી. જુવો. ૧૦
હાથે પગે મેલ વળ્યો, અંગ મેલુ એનું;
મુખે ભમે માખીયો, તો કામ ચોખુ શેનુ. જુવો. ૧૧
મેલ ભર્યો ઘાઘરોને સાલ્લો કાળો મેંશ;
ચોણમાં જુઓ પડી, જાણે કચરાળી ભેંશ. જુવો. ૧૨
ચીડ બાઝયુ ચોટલામાં, પડી જુવો લીખ;
જે નરે આ નાર વરી, તેનું જીવતર ધીક. જુવો. ૧૩
દુભે સાસુ નણદીને, ધણીને દુભે દાહાડી;
ઓળખો નહીતો ઓળખી લેજો, આ કુભારજા લાડી. જુવો.
પુન્ય કરે જ્યાં પાડોશી, ત્યાં આડી જીભ વાય;
અભીયાગત આંગણે દેખી, ઘરમાં નાશી જાય. જુવો. ૧૫
દે સીખામણ સ્વામી ત્યારે, કુવે પડવા જાય;
લોક કેરા ચોકમાં ફજેતીઓ લુટાય. જુવો. ૧૬
ધોકે ધોકે ધણી મારે, તારે દે સરાપ;
જો તને હું જીવન આપુતો, તુજ મારો બાપ. જુવો. ૧૭
આવી ફુવડ દેખી ધણી, બળતો બોલે આપ;
શા માટે આડો ન ઉતર્યો, પરણવા જતા સાપ. જુવો. ૧૮

આમ ફુવડ નાર તણા, અવગુણ અલેખ;
દેનારાને દોષ ન દઇએ, કરમે લખ્યા લેખ   જુવો. ૧૯
આવી જેને નાર મળી, તેને છે સંતાપ;
તે પુરૂષને માથે આવી, પોંચી મળીયા પાપ. જુવો. ૨૦
નરનારી સૌ સાંભળો, કોઇએ મા ધરશો રોશ;
દીઠી એવી દાખવી, દેશોમાં મને દોશ.   જુવો. ૨૧
ચમનલાલતો સાચુ કહે, ડાહ્યાની નજર પુગે;
આનાથી ફુવેડ માથે, સીંગડા ન ઉગે.   જુવો. ૨૨

## માણીગરની સાખીયો.

ગરબી ૧ લી.

મોહોલે પધારો મારા રાજ્ય, માણીગર મોહોલે પધારો;
નારી જુવેછે વાટ, માણી. મારો શો છે અપરાધ; માણી.
એમ રૂદન કરે રાધા નાર,   માણીગર. ટેક.
શીશો ભાગ્યો સાંધતાં, મન ભાગ્યું કુવેણ;
મોતી ભાગ્યું વિંધતાં, તેને નહી સાંધો નહી રેણ. મા. ૧
સોનું કરીને સાટવ્યું, કરમે નીકળ્યું કથીર;
ચિંતામાં ચતુરાઇ ઘટે, મારાં શોશે સુકાણાં શરીર. મા. ૨
ચંદા તુજને પુજતી, કરતી આદીત્ય વાર;
ઘડી એક મોડા ઉગજે, મારા પિયુ મિલાવણ હાર. મા. ૩
સાહેલી સાગર ઉલટયો, રત્ન તણાયા જાય;
કરમફુટ ભરે મુઠડા, તેના શંખલે હાથ ભરાય. માણી. ૪
જોબન જાતાં જાણતી, કરતીજ મોંઘા મુલ;
થોડું થોડું રાખતી, જેમ માલણ રાખે ફુલ.   માણી. ૫
પ્રીતી એસી કીજીએ, જેસો ટંકનખાર;

આપ જલે પરકુ રખે, ભાગ્યાં સાંધે હાડ. માણી. ૬
મિત્ર મિત્ર સબકું કહત, તાલી મિત્ર અનેક;
બિપત પડે સો શીર લહે, એતો જગમાં જવલ્લે એક. મા. ૭

ગરબી ૨ જી.

માણીગર આવો, મારે મોહોલે માણિગર આવો
વ્હાલા શાને લોચન લલચાવો, મારે મોહોલે માણિગર આવો
ઘણા દિવસની ગવાઉછુ જુઠી, તે આજ લેઇએ લહાવો. મા.
ના નવ કહેશો કયાં કહો મળશો, ફરી અવસર આવો. મા. ૨
મન માની મોજે માણીશું, ફરીતો નહિ ફાવો, મા. ૩
જ્યારે ત્યારે પણ હુંછુ તમારી, શીદને તરસાવો. મારે. ૪
અવર સુધારસ સુખનો સાગર, આજ પીઓને પાવો. મા.
રસીક રાયછો દયાના પ્રિતમ, માટે માહારો દાવો. મારે. ૬

ગરબી ૩ જી.

વાંસલડી વાજે, સાંજે આજ વાંસલડી વાજે;
વાત મારી ભુલી માં જાજો, સાંજે આજ વાંસલડી વાજે ટેક
જે જેમ કરવુ હોય જે રીતે, તેતો ગીત વિશે ગાજે. સાંજે.૧
કોઇને ના કહેશો કદી કોઈ પુછેતો, સમ જુગતે ખાજે. સાં.
નંદ જસોદાજી તો છે ભોળા, તેને બિવેક વાહાજે સાં. ૩
આપતો સદા સુખી છો પણ, આજ સુખ માહારૂ થાજે. સાં.
મારા દોષના વિચારશો વાલમ, દીનબંધુ થાજે. સાંજે. ૫
દયાના પ્રીતમ જાણી દાસી પોતાની, પ્રેમ પુરણ પાજે. સાં.૬

ગરબી ૪ થી.

ફુલી અલબેલી આવ્યા વ્હાલો, ફુલી અલબેલી;
વહે દુઃખ નાંખ્યું છે રેલી, આવ્યા વ્હાલો ફુલી અલબેલી ટેક

શ્યામ સુંદરનું મુખ નીરખી, ગોપીકા થઇ ઘેલી. આવ્યા;
વિરહ અગ્નિ ઓલાયો અંતરનો, થઇ આનંદની હેલી આ.
તેમ ફુલી જેમ પામે રંગ, મહા રત્ન મણિ મેલી. આ. ૩
મહાલક્ષ્મીને દુર્લભ વસ્તુ, તે પ્રેમે થઇ સેહેલી. આ. ૪
દયાના પ્રિતમજી સંગે રમતાં, વાપી વાલમણી વેલી આ. ૫

ગરબી ૫ મી.

ગિરીવરધર ગોપી, રૂપ એક ગિરિવરધર ગોપી;
જેમ પ્રતીબિંબ સંગ રમે બાળક, એમ લીલા ઓપી. રૂપ
કાશીમાં મુક્તિને શ્રી ગોકુળમાં પ્રેમ વેલ રોપી; રૂપ. ૨
વૃજ વનિતાને વશ થયા વિઠ્ઠલ, વેદ વચનને લોપી રૂપ. ૩
શુદ્ધ ચિત્ત પ્રેમરસના પીધે, શું થયુ પેહેરે ટોપી. રૂપ. ૪
દયાનાપ્રભુની લીલાએ મુખ મરડયું, તને કાળશેના કોપી રૂપ

## સાખીઓ અને સમશાઓ.

ગોકુળીએ લેઇ ચાલ વાલા, ગોકુળથી વંદ્રાવન રૂડું;
તે મુજને દેખાડ વાલા, થેઇ થેઈ રાસ રમાડ વાલા.
રાસ રમ્યાના કોડ વાલા, જે જે શ્રી રણછોડ વાલા;
સરસ્વતીમાતને વિનવું ગણપત લાગું પાય;
આલબેલી અંબા આશ પુરજો, ગુણ સેવક તમારા ગાય.
વાલા ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૧
ત્રંબા સુત રીપુ તોડોગર, તાળરખ અસ્વાર;
તા માતા પિતા ભુવણુ, તા વેરી સામ જુહાર વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા. [ભગવાન] ૨
ચંદન ભરી તલાવડી, મોતીડે બાંધી પાળ;
આસુંયાં પાણી સાંચરયાં, રાણી રાધા પાણીડાની હારવાલા.

ગોકુળીએ લેઇ ચાલ વાલા.
પથ્થર મટી થઈ પ્રેમદા, ભોજન કરતાં ગાય;
અડધુ અંગ ફરે ફુદડી, તેનુ એઠુ સઉકો ખાય વાલા;
ગોકૂળીએ લેઇ ચાલ વાલા. (ઘંટી) ૪
ડુંગર ઉપર દેરડી સોની ઘડે સોનાર;
કાનજી ઘડાવે વેળીયાં, રાણી રાધા ઘડાવે હાર વાલા;
ગોકુળીયે લેઈ ચાલ વાલા. ૫
પાંચ વેંતની પુતળી મુખ લોઢાના દંત;
નારી સંગે નીત રમે, તમે ચેતુર વીચારો ચંત વાલા;
ગોકુળીયે લેઇ ચાલ વાલા. (સાંબેલુ) ૬
કુવા ઢાંકણુ ઢાંકણું, ખેતર ઢાંકણુ વાડ;
બાપનું ઢાંકણુ બેટડો, ઘરનું તે ઢાંકણુ નાર વાલા;
ગોકુળીયે લેઇ ચાલ વાલા. ૭
લંક લપેટણુ શિત હરણુ મહી લંકાપતી રાય;
જીસ કારણુ કઉરવ હણ્યા, મોકલાવો મારા નાથ વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા. (ચીર) ૮
મગ મગ જેવડાં મોતીડાં, આડા અવળાજ વેહ;
જુવા માબાપનાં છોરૂવા, તમને આવડો શો સ્નેહ વાલા;
ગોકુળીએ લેઈ ચાલ વાલા. ૯
સોપારી જેવડું સારંગડુ, તલનો ત્રીજો ભાગ;
એ સારંગડે ત્રણુ રત્ન જડયા, એક ધરતીને બીજુ આભ
વાલા, ગોકુળીયે લેઇ ચાલ વાલા. (આંખની કીકી) ૧૦
ડુંગર ઉપર દેયડી ઉપર કળાયલ મોર;
રાજા તારા મેહેલમાં, મેંતો દીઠું અંધારૂ ઘોર વાલા;

ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૧૧
વેંત જેવડી ફરણાડી ને ઢાલ જેવડુ ફુલ,
કાચાં કમળ ઉતરે તેનું પાકે થાયે મુલ વાલા;
ગોકુળીએ લેઈ ચાલ વાલા. (કુંભારનો ચાક.) ૧૨
ખંભાતી ગાડાં જોતર્યાં, મહી ભરયુ છે હીર,
પેઉજી હોય તો મુલવે, મારા ફાટી ગયાં છે ચીરવાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૧૩
નગરમાં નાગી ફરે, વનમાં પેહેરે ચીર;
તેતો તમે લાવજો મારી સગી નણંદના વીર વાલા;
ગોકુળીયે લેઇ ચાલ વાલા. (સોપારી.) ૧૪
ખંભાતી ગાડાં જોતર્યાં, મહી ભરયાં છે દાંત;
પેઉજી હોય તો મુલવે મને રાતા ચુડાની ઘણીખાંત વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૧૫
ગાય વિહાણી ગાંદરે, વાછરડુ વાડામાંહી;
દોનારી ઝુલે પારણે, તેના છોરૂડા લશ્કર માંહી વાલા;
ગોકૂળીએ લેઇ ચાલ વાલા. (બંદુક) ૧૬
આંબલી થડ ચીકણી, ટુકાં ટુકાં પાન;
પેઉજી બેઠા સભામાં, તેને કેમ કરી કરૂ સાન વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૧૭
નારી ફીટી નર થયો, શુરા પેહેલો ઘાય;
આઠ માસ રણુ ભોગવી, પછી નારી થઈ ઘેર જાયવાલા.
ગોકુળીએ લેઇ ચાલ વાલા. (ગોફણનો ગોળો) ૧૮
પાટણ દીવો પ્રગટયો, મેશ પડી મેવાડ;
આંજનારી આબુગઢ વસે, એનો છેલ વસે ગુજરાત વાલા

ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૧૯
પડી પણ ભાગી નહી, કડકા થયા બે ચાર;
વગર પાંખે ઉડી ગઈ, તેનો ચતુર કરોને વીચાર વાલા;
ગોકુળીયે લેઇ ચાલ વાલા, (રાત) ૨૦
આંબો વાવ્યો દક્ષિણ દેશમાં ઉગ્યો અમદાવાદ;
ફાલ્યો ફુલ્યો માળવે, વેચાયો ઝાલાવાડ વાલા.
ગોકુળીએ લેઈ ચાલ વાલા. ૨૧
આઠ કડકે નર નીપજ્યો, દો નારી નર ચાર,
તેમાં બે નપુષક વસે, તે મેં તજ્યો ભરથાર વાલા;
ગોકુળીએ લેઈ ચાલ વાલા. (પલંગ) ૨૨
તનનાં કરૂ ત્રાજવાં, મનનો કરૂ બજાર;
હઇયાની કરૂ હાટડી, હું તો વણજ કરૂ કે વેપાર વાલા;
ગોકુળીએ લેઈ ચાલ વાલા. ૨૩
નારીને તો નર ઘણા, ઝાઝા સાથે છે પ્રિત;
નારી પેહેલે નર મરે તે તો કેના કુળની રીત વાલા
ગોકુળીયે લેઈ ચાલ વાલા. ૨૪
જળમાં પેશી ઘર કરે, ઝાઝા જળમાં નાલ;
માથુ વાઢે ગરે નહીં એનો ખાલ ખેંચે જીવ જાય વાલા;
ગોકુળીએ લેઈ ચાલ વાલા. (ડાંગર) ૨૫
આંબા ટેંબે મોરીઓ કોણ સોંપુ રખવાળ;
પેલો પાડોશી પાતળો, મારો પરણ્યો નાનેરૂ બાળ વાલા
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૨૬
બાપે જન્મી બેટડી, બેટડીએ જન્મ્યો બાપ;
ચતુર નર શગશા કહો, એતો બેટી ભલી કે બાપ વાલા;

ગોકુળીએ લેઇ ચાલ વાલા                                    આંબલી) ૨૭

ઉંચી ગોરી ઉજળી, જળ ભરવાને .ન;
કાંટો વાગ્યો પ્રેમનો, એતો ઉભી ઝોલા ખાયવાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા.                                    ૨૮

હસ્તી ચઢણુ ગઢ રંગન વેશા વલ્લભ જોણુ;
પેઉ પધારો તેને હાટડે મોકલાવો તેનુ તેણુ વાલા;
ગોકુળીયે લેઇ ચાલ વાલા.                                    (સીંદુર) ૨૯

આંગણે વાવુ એલચી, સેંચાવુ નાગરવેલ;
પરણ્યો હોય તો પાળજે, નીકર મહિયર વળાવી મેલવાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા.                                    ૩૦

ત્રણ મુખને તેર પગ, સાંભળ ચતુરસુજાણ;
નર ઉપર નારી ચડે, પછે થઇ છે તાણા તાણુવાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા.                                    (દુઝણુ) ૩૧

દરીએ મોતી નીપજે, નહી મોતીનુ મુલ;
ભાગ્યો દાણો નહી મળે, એક મોરીને બીજુ મન વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા.                                    ૩૨

---

## ગરબીઓ.

(ચાલ સખી સેલાણી આવ્યો મારા બાગમાંરે એ રાગ.)

મને બંસી વગાડી કાહાંના વિસરીરે;
તમે વિસરિ વિસરિ વિસરિ રાજ મને બંસિ વગાડી
કાંહાંના વિસરી ટેક.

મને મુકી ગયા બાળે વેશમાંરે,
લીધી સુદ્ધી ન મારી લવલેશ;                                    મને. ૧

દાશી જાણીને આવો મારા મોલમાંરે,
વિના છત્રપતિ તો નથી ચેન. મને. ૨
મને નિદ્રા ન આવે સેજે એકલીરે,
બિના બાલમ કટે કેશે રેન, મને. ૩
મારા જોબનનાં પુર વહી જાય છેરે;
તમે આવી માણો માહારાજ. મને. ૪
કોઇયે ભરમાવી લીધો મારા છેલને જો,
કીધાં ઘાયલ પ્રિતમ તારાં નેણ; મને. ૫
ઓધવ સંદેશો કેજો મારા શામનેરે,
વેહેલા વળે ત્રીભોવન રાજ. મને. ૬
કરજોડી ઓધવ કહે નાથનેરે,
વૃહે વ્યાકુળ સદા વ્રજ નાર. મને. ૭
એવું સુણીને રાજ પધારીયારે,
ગોપી આનંદ ઉર અપાર. મને. ૮

---

મને માયા લગાડી મોહનીરે.
મોહની મોહની મોહની;
રાજ મને માયા લગાડી મોહનીરે, ૯૬
હુંતો હાલુ ચાલુને મને સાંભળેરે.
જોઉ જોઉરે પ્રિતમ તારી વાટ; મને. ૧
વાલો જમુનાંની તીરે એકલોરે,
ત્યાંતો ખોબલે ઉરાડે નીર. મને. ૨
મુંબાઇ શેહેરનાં તે મોતી વાપર્યાંરે
તેતો આવ્યાં આમારે દેશ. મને. ૩

પાતળીયો હોયતો મુલવેરે;
અલબેલો દરીયા પાર. મને. ૪
કાઠીઆવાડની તે કાંબીઓ વાપરીરે;
તેતો આવી અમારે દેશ. મને. ૫
છબીલો હોય તો મુલવેરે,
છોગાળો દરોયા પાર; મને. ૬
સુરત શેહેરનાં તે સાળુ વાપર્યારે;
તેતો આવ્યા અમારે દેશ. મને. ૭
પાતળીયો હોય તો મુલવેરે;
શામળીયો દરીઆ પાર. મને. ૮
હવે મોહન મથુરાથી આવીએરે;
સર્વે વસ્તુની વોરત થાય. મને ૯
તમો નીર્દય નઠોર નંદલાલછોરે;
કીધાં ઘાયલ ન લોધી સંભાળ. મને. ૧૦
એવું સુણી પ્રીતમ પધારીયારે;
આવી કીધોછે લીલા લેહેર. મને. ૧૧



## ગરબી દક્ષણી ભાષાની.

(ગોકુળીયે લેઇ ચાલોરે ઓધવરાજ હમને એ રાગ)
તુમી માલા વીસરૂન ગેલારે જાદવ નંદ કૃસ્ના;
લબાડ વચન માલા દીલારે જાદવ નંદ. ટેક
ગોષ્ટ વીજોગાચી કોણલા મીસાંગુ;
યાયા મી તુમચે પાઈ લાગુરે. જાદ૦૧.
હરીચી વાટ મી અહોનીશ પાહુ;

કૃષ્ણ વિયોગે કુડે જાઉરે. જાદવ. ૨
દરશન દયા માલા કૃષ્ણ મુરારી;
યા મી તુમાવર વારીરે. જાદવ. ૩
લબાડ શપત તુમી અમશીકા ખાતા;
સવતીચે ઘરી જાવું ન રહાતારે. જાદવ. ૪
સવતીચા ટોંદ મોતો પાહ્યાચી નાહી;
સત્ય સાંગું અમીસાઇરે. જાદવ. ૫
અશે આયકુની હરી રાધા ઘરી આલે;
હામીચે સ્વામી પ્રસંન ઝાલેરે. જાદવ. ૬

(ગરબીઓ વૃજ ભાષાની)

શામળા ઠાડી રહું કે ઘર જાવું, ઠાડી ઠાડી કુમળાવુંરે;
શામળા ઠાડી રહું કે ઘર જાવું ટેક.
કબકી ઠાડીરે મેતો તુમારે આંગણીયે;
સાકર માખણ પાવુંરે. શામળા. ૧
વીંદ્રા તે વનની કુંજ ગલનમાં;
ગોવીંદ પ્રભુના ગુણ ગાવુંરે. શામળા. ૨
જળ જુમનાંમેં પનીયા ભરન ગઇ;
યેઇ સુરત લપટાવુંરે. શામળા. ૩
સુંદર જળ જુમનાજીકો નીરમળ;
નીત્ય ઉઠી ગંગામાં નાવુંરે. શામળા. ૪
પુરસોતમ પ્રભુકી છબી નીરખત;
ચરણ કમળ ચીત લાવુંરે. શામળા. ૫

---

મુરલીયાઇ માળા કુંજનકે બંનમે

કુંજનકે બનમે કુંજન કે બંનમે, બંશી બજાઇ મધુ-
બંન મે. ભુલીયાઈ માળા ટેક

સ્યામકે ખાતર મેંતો જોગન બનજાઉંગી;
ભસ્મ લગાઉં સારે તનમે. ભુલીયાઇ. ૧
બંશી સુનત મેતો હોગઇ દીવાની;
હોંશ રહી મનકી મનમેં ભુલીયાઈ. ૨
જળ જુમનામે પનીયા ભરન ગઇ;
ઠંડ લગી અંગીયા ભીતર મે. ભુલીયાઇ. ૩
પુરશોતમ પ્રભૂકી છબી નીરખત;
મીલ ગયે મોહન બંનમે. ભુલીયાઇ. ૪

---

(છોડી બમનકી અંગીયાકૂં અતર લગાકે ચલી એ રાગ)
બ્રખુભાનકી લલી સામળીયેસે નેહડો લગાય કે ચલી ટેક,
આવોજી સામળે મેરી ગલી ઠાડે રહો લાલજી મેં કબકી
ખડી બ્રખુભાન. ૧

હાથમેં છે ગજરા ગુલાબકી છડી,
પાંઉસે ઝાંઝર બજાવતી ચલી. બ્રખુભાન. ૧
આંખો ભરે સુરમેને મુખમાં ભરે પાન;
છોટી ઉમર રાધા બોતસા ગુમાન. બ્રખુભાન ૩
બાઇ મીરાં કહે પ્રભુ ઘોર ગંભીર;
ગોવાલણીકુ મીલ ગયે જુમનાંકે તીર. બ્રખુભાન. ૪

---

મેરા સૈયાં ગુલાબીકો ફુલ હમારો રંગ કેસરીયાં ટેક
સુનેકા ગડવા ગંગાજળ પાણી;

મેરો પીયો ગુલાબીકો ફુલ, પીલાવે રંગ કેશરીયાંમે. ૧
સુનેકી થાળીમે જમવા પીરોસુ;
મેરો જમે ગુલાબીકો ફુલ, જમાવે રંગ કેસરીયાં; મે. ૨
ચુન ચુન કલીયાં મે સેજ બીછાઈ;
મેરો લેટે ગુલાબીકો ફુલ, લેટાવે રંગ કેસરીયાં. મે. ૩
ચંદનીકી ચાદર ઓઢો મેરે બાલમ;
મેરો ઓઢે ગુલાબીકો ફુલ, ઓઢાવે રંગ કેસરીયાં. મે. ૪
ગંગેરી પાન જસોદી બીડીયાં;
મેરો ચાવે ગુલાબીકો ફુલ, ચબાવે રંગ કેશરીયાં. મે. ૫
ભોર ભયા ઓર ચીડીયાં બોલી;
મેરો ભાગે ગુલાબીકો ફુલ, ભગાવે રંગ કેશરીયાં. મે. ૬

---

## સાખીયો.

આઘા રહો ગજરાજ, વારૂછું વાલમ તમને;
ફજેતી આપણ બેની થાય, માટે જનવાદોની હમને ટેક.
સમે શમો રસ ચાખીયે, છો સમજુ માહારાજ;
અણ વિચારથી ચાલીએ, એમાં નટવર નવ રહે લાજ વ. ૧
વાલા છો વરણાગીઆ, શુ કરૂં અબળા નાર;
સાસરીયા કોરે ગણું, એથી નથી નીસરાતુ બાહાર વા. ૨
છોકરવાદી નવ કીજીએ, વીચારીએ મન માંહ્ય;
રાંડ તજો રશીયા તમે, હવડે આવીચડશે કોઈ યાંહ. વા. ૩
પ્રીત રીત શીખ્યા નથી, ચારી જાણો ગાય;
ચતુર નભાવો નેહને, એતો કઠણ ઘણેરી વીઘાય. વાર. ૪
હરી ભટના હરી સો વચન; હું સમજી ગઈ સહુ પેર;

સમી સંધ્યાએ આવજો, મારી સઇયર કેરે ઘેર. વારૂછુ. ૫

---

મળીઓ મોહન મધુપુર, સૈયર કરયું કામણ મુજને;
મુને ભરવા ન દીધું નીર, શી કહું વાત આજની તુજને ટેક
રૂપ રશીક ઘણું છેલનું ચંચળ નેન રસાળ;
ચીત મારૂં ચતુરાઇ થકી આવી ઓચીંતી કીધીઆળ સૈ. ૧
મરકલડુ કરી પુછીયું, શું છે તમારૂં નામ;
કાલે મળજો માનવી, મારે તમ સંગાથે છે કામ. સૈયર. ૨
કરી હસતું ગયા વન ભણી, વાંસલડી છે હાથ;
બ્યાકુળ બની વનમાં ફરૂં, એમને મળવા થઈ નીરાશ સૈ. ૩
તું તેને બઇ ઓળખે, માટે મને દેખાડ;
નીકર જીવ મારો જશે, તારે જીવાડવી હોય તો જીવાડ. સૈ. ૪
હરીભટનો હરી વશી રહ્યા, રૂદે રૂદે ભરપુર;
ગોવીંદજી ઠગી ગયો, એના સરખો નહી કો ચતુર. સૈ. ૫

---

આવી રંગ રંગીલી સેજ મારા સ્વામીજી નીંદ્રાકરો નીંદ્રાકરો
મારૂ જોબન બાળેવેશ મારા સ્વામીજી. નીંદ્રાકરો નીંદ્રાકરો.
મારા છુટા છે શીરના કેશ મારા સ્વામીજી;
તમો દયા લાવો લવલેશ મારા સ્વામીજી. ટેક.
પ્રીતમ તારી પ્રીતડી જેસો ટંકણખાર;
વાદળ ઝબુકે વીજળી, જેવી રણ ઝબુકે તલવાર. મારા ૧
સજ્જન એસો કીજીએ, જ્યામે ગુણ બત્રીસ;
ભીડ પડે ભાગે નહી, દેવેજ અપનો શીશ. મારા. ૨

સજન તુજમાં ગુણુ ઘણા, અવગુણુ નહી લગાર;
તે કારણુ તુ સાંભરે, મને દાહાડામાં દશવાર. મારા. ૩
સ્નેહી સ્નેહ સતાવીને સુખ હરીલે સાર;
વાહાલાં વેરી જ્યાં થયાં, હવે સાહ્ય તે કોણુ કરનાર મારા ૪
સુખ સાટે સોબત કરી, નીવડી દૂઃખ દેનાર;
દ્રવ્ય દેઇ વસ વ્હોરીયે, જ્યમ સાધન જીવ હરનાર. મારા. ૫
તમો ગયે મારૂં ગયું આ તનડાનું ભાન;
ઝાઝુ આગી શું કહું, સ્નેહી વણુ શમશાન. મારા. ૬
ચીતડે ચીંતવન એકનું ચરચર કરતું નીત્ય;
વ્હાલા છેક નમેરડા, થઇયે નહી જ્યાં પ્રીત. માંરા. ૭
સોળ વરસની સુંદરી પીઉ ગયા પરદેશ;
તે અબળા સંતાપે ઘણું, જેનું જોબન બાળેવેશ. મારા. ૮
સજન તેરે કારણે, સુકયો સબ શરીર;
પાપી નેન સુકત નહી, તેમાં ભરભર આવે નીર મારા. ૯
પંખી હઉ તો ઉડ ચલુ, ઘડી ન રાખું ધીર;
જ્યુંજ્યું સજન સાંભરે, તીયું તીયું વાગે તીર. મારા. ૧૦
સજન તુમ મત જાણીયો તુમ બીસરે મોય ચેન;
દાજે બનકી લાકડી, તેતો સીલગત હે દીન રેન મારા. ૧૧
હવે તમારાં મુખનાં દરશનની રાખુ આશ;
માટે મળવા આવજો, દીલમાં રાખી ઉલ્લાશ. મારા. ૧૨
તારી મારી પ્રીત તે તું જાણે કે હુંય;
અવર અમસ્તા એ થકી, કેહેશે કે થયું શુંય મારા. ૧૩
માટે મારા મનની, મનમાં સમજી રહુ;
છોંય કુવાની કુપમાં, જ્યમ સમાય છે સહુ. મારા. ૧૪

એવું સુણી પ્રીતમ આવીયાં, દીધું આલીંગન;
આનંદ રસ ત્યાં ઉપજ્યો, પોઢયાં એઉ પલંગ. મારા. ૧૫



## લાવણી ૧ લી.

હો નાથ માહરો હાથ કેમ ઝાલોછો,
શું વાંકા વાંકા વિઠલ કેમ ચાલોછો; ટેક.
મારે માથે મહીનું માટ ખોટી નહી થાઉં,
નહી આપુ દધીનું દાણ સમ હું ખાઉં
માટે વીઠલ કહું છું વાત વેગળા રેહેજ્યે,
કાંઇ કેહેવું હોય તો અળગા રહીને કે'જ્યે;
તમે મનના માન્યા મોહન મન માંલો છો,
શું વાંકા વાંકા વિઠલ કેમ ચાલોછો.
આણીયાળી તારી આંખ ભ્રગુટી ભારી;
મોહીત કરેછે જગને વાંસળી તારી.
પણ હું નહી તેવી સમજી લેજ્યે વાલા,
નહી સરે અર્થ અહીં કાંઇ નંદના લાલા;
જેવા પોતે તેવા સહુને ભાળો છો,
શું વાંકા વાંકા વિઠલ કેમ ચાલોછો.
મૂકોને પાલવ ફાટે ચુંદડી મારી,
ફુટશે મહીનું માટ ઘેલા ગીરધારી;
કોમળ આ મારો કર મરડાઇ જશે,
નંદાશે બિલોરી છંદ જાન ગડુ થાશે.
ગોરસ માટ પર હાથ ડાલોછો,
શું વાંકા વાંકા વીઠલ કેમ ચાલોછો,

ફુટશે ચોળીની કસ વાગશે વાલા;
મરડાશે બાંવડી મારી નંદના લાલા.
તને નિર્લજને શી લાજ હું તો લાજુ છું,
કોઈ દેખે દુરીજન લોક તેથી ડરૂછું;
સ્વામી ગોવરધનના પ્રિતે ડોલો છો,
શું વાંકા વાંકા વિઠલ કેમ ચાલો છો.



## લાવણી ૨ ૭.

કીરતાર કહે હો નાર વાત સાંભળજે,
આપીને દધીનું દાણ પછી પરવરજે; ટેક.
બહુ દેખી તારા જેવી નાર ઠગારી,
આવી સમજાવા આંખે કાજળ સારી.
વળી ટીલડી કીધી ભાલ ગાલપર ટબકી,
ગલામે મોહનમાળ કાલી કંચુકી;
શ્રીકૃષ્ણ કહે તું કહ્યું માહરૂં કરજે,
આપી દધીનું દાન પછી પરવરજે.
હું ફોડું તોડું હાર ગલાનો તારો,
જુમનાના ઘાટપર દાવો દાણનો મારો;
તે કારણ નારી મહી તારાં લુટીશું,
આ રૂપ રંગને જોબનનો રસ લઈશું.
તે પછી રાધીકા કરવું હોય તે કરજે,
આપીને દધીનું દાણ પછી પરવરજે;
તારૂં મુખડું જોઇને મન હરખે છે મારૂં,
ઉજીરે છબીલી નારી માટ ઉતારૂં.

બેશોને શીતળ છાંય સંગ છે સારો,
મેળાપ થશે આ વનમાં તારો મારો;
શુભ શીખ આપે શ્રીકૃષ્ણ કાનપર ધરજે,
આપીને દધીનું દાણ પછી પરવરજે.
ગુલાબી રંગનો સાળુ કશબી કોરે,
તુજ કટિ સિંહના સરખાં ચિતડું ચોરે.
પાયે નેપુરને ચોળી રંગ ઘેરી છે,
અણિયાળી તારી આંખ ઝાઝી ઝેરી છે;
કહે ગોવરધનના નાથ વાત સાંભળજે,
આપીને દધીનું દાણ પછી પરવરજે.

---

## લાવણી ૩ જી

એવું સુણી રીસથી બોલી બ્રીજની બાળા;
ચાલોને પાધરા મુકી મનના ચાળા. ટેક.
મારો જાય સાથ સહીયરનો મુકી દેજો,
નથ કરો આળ અલબેલા પાંસરા રે'જો.
ફુટશે મહીનું માટ દધી વેરાશે,
મારી મોહન નવરંગ સાડી આ ભીજાશે;
મને ડર લાગે દુરીજનનો કાનજી કાળા;
ચાલોને પાધરા મુકી મનના ચાળા.
જાણીને વાત આ નણદલ મારી નડશે,
સાસુની આગળ સાચાં જુઠાં કરશે;
મારી સાસુ દેશે ગાળ આળ ચઢાવે,
પરણ્યાને કહીને માર મુને ખવરાવે.

હું કહું છું એટલા માટે મોરલીવાળા;
ચાલોને પાધરા મુકી મનના ચાળા.
વળી જોર કર્યે જુગજીવન અહીં નવ ચાલે,
કરોછો ઢોંગ ધુત્યાનો કોઈ નવ આલે;
મેં જાણ્યું તારૂં જોર ઢોર ચારીને,
કા,ડયુછે મોટું નામ માશી મારીને.
ફરતા વનમાં તન ઓઢી કામળી કાળા,
ચાલોને પાધરા મુકી મનના ચાળા;
શું સમજે રસ ગોરસનો લેવા કાના,
નાનડીઆ નંદના બેસો છાનામાના.
હું સાંખી રહુ છું બોલી બાળક જાણી,
કો મળશે માથાની નાર કાનુડા દાણી;
કહે ગોવરધનના નાથ મોરલીવાળા;
ચાલોને પાધરા મુકી મનના ચાળા.

## લાવણી૪ થી.

મેં જાણી તારી વાત છબીલી નારી,
જાવુછે ચોરીને દાણ બડી ધુતારી;
નણદલ જો દેશે ગાળ સાસુ લઢશેતો,
શું જાશે મારૂં હો નાર એમ કરશેતો.
ટુટશે હાર હૈયાનો માટ નંદાશે,
તો કેહેને કામણગાળી મને શું થાશે;
હું દાણ લીધા વિણ નહી જવા દઉ નારી,
જુવા છે ચોરીને દાણ બડી ધુતારી.

મોજાંની દેનારી નારી તુજને દેખી,
ઓછી તું જાત આહીરની હમને પેખી;
છાકેલી છેલતું ભરેલ મદની માતી,
બોલે છે ચપળા બોલ નથી લજવાતી.
હું વાત જાણુંછું સરવે અબળા તારી,
જાવું છે ચોરીને દાણ બડી ધુતારી;
શું છેટે છેટે નારી કેમ નાસે છે,
આ નાનકડાને દેખી કેમ ત્રાસેછે.
કેહે કૃષ્ન કામની આવ કષ્ટ તુજ કાપું,
જે મુખમાંથી માગે તે લાવી આપું;
અહીં બેસો રામા રંગ મચ્યોછે ભારી,
જાવું છે ચોરીને દાણ બડી ધુતારી.
કાનાએ કામની જેમ તેમ સમજાવી,
ઉતારી માટ ગોરસનું પાસ બોલાવી;
હળીમળી પ્રીતથી બેઠાં રંગ રમવાને,
વળી નાંખ્યો ગળાપર હાથ દવી જમવાને;
કહે ગોવરધનના નાથે રમાડી નારી,
જાવું છે ચોરીને દાણ બડી.



# ભાગ ચોથો.

## લગ્નમાં ગવાતાં ગીતો.



### ગીત ૧ લું. કંકોતરી.

કંકુ છાંટી કંકોતરી મોકલે, કોડે કાગે સુભદ્રા બેન;
વીરા વેહેલા આવજો.
દેવ દુંદાળાને લાવજો, એ છે પારવતીનો પૂત્ર. વીરા૦
શ્રીકૃષ્ણ બળદેવ બે બાંધવા, પવિત્ર પીતા વાસુદેવ. વી૦
પાંચ પાંડવ દાસ છે તમતણા, હરનીશ જપે તમારૂ
નામ. વીરા૦
જકતજનેતા દેવકીને રોયણી, અંજણાદેવી તમારી માત.
વીરા વેહેલા આવજો.
ભત્રીજા ભલા મન ભાવતા, તમ આવે થશે સુખ ચેન.
વીરા વેહેલા આવજો.
રાણી રૂક્ષમણીનેરે રેવંતી, સતભામાનેરે જાંબુવંતી;
રૂડાં જોવું ઠકરાણાના દાઠ. વીરા વેહેલા આવજો.
બીડબંજ તમારી ભાભીઓ, સોળ સાહસ્ર એકસોને આઠ.
વીરા વેહેલા આવજો.
કંથ જેઠ દિયરીયાને કોડ ઘણી, ભાઇ ભવતારણ ભગવા-
ન. વીરા વેહેલા આવજો.
સાથે જાદવ સઘળાને લાવજો, બીજી ઉત્તમ વરણુ અને-
ક. વીરા વેહેલા આવજો.

વેદ વાચંતા વિપ્રને લાવજો, બીજો સર્વે કુટુંબ પરિવાર. વી.
થોડું લખ્યું ઘણું કરી વાંચજો, પ્રભુ નોધારાના આધાર.વી૰
પ્રતિદ્રષ્ટેરે વે'લા પધારજો, શેષનાગ ન પામે પાર, વીરા૰

---

## ગીત ૨ જુ. જાગણાં.

વાડીમાં રેલછેલ મોગરો. ટેક.
મને આપોરે માતારે કોદાળી.
હું તો મોગરો રોપવા રંનાદેવ, વાડી.
મને આપોરે માતારે ઘડુલો.
હુંતો મોગરો સીચવા જાઉરે રંનાદેવ, વાડી.
મને આપોરે માતારે ટોપલી.
હું તો મોગરો વેડવા જાઉંરે રંનાદેવ, વાડી.

## ગીત ૩ જુ

પાને ફુલે ભરાવી છેછાબતો, અગર ચંદન ભરયાં ઓરડારે.
જગાડોરે વહુ નવીવહુના કંથ, રાણી રાંદેલને કરે આરતીરે
આરતી અવસરે હોયરે રંનાદેવ, પે'લડા પોહોરની આરતીરે.
પાને ફુલે ભરાવીછે છાબતો, અગર ચંદન ભરયા ઓરડારે.
જગાડોરે વહુ નવીવહુના કંથ, રાણી રાંદેલને કરે આરતીરે.
આરતી અવસરે હોયરે રંનાદેવ, બીજલા પહોરનીઆરતીરે.
પાનફુલે ભરાવી છે છાબતો, અગર ચંદનના ભરયાઓરડારે.
જગાડોરે વહુ નવી વહુના કંથ રાણી રાંદેલને કરે આરતીરે.
પાનેફુલે ભરાવીછે છાબતો, અગર ચંદનના ભરયા ઓરડારે.
જગાડોરે વહુ નવીવહુના કંથ, રાણી રાંદેલને કરે આરતીરે.
આરતી અવસરે હોયરે રંનાદેવ, ચોથલા પહોરનાં આરતીરે.

## ગીત ૪ થું

ડુંગર ઉપર ઊગીયા વાંસ, એરે વાંસનો વીંજણો રે ઘડીયો.
માણેક મોતી ને હીરલે જડીઓ, એરે વીંજણલો આદીત ઢળીયો.
હરખ્યા રે આદિત પુછે રે વાત, કહો રાણી રાંદેલ ક્યાં હો ક્યા ઘાટ.
નથુભાઈને ઘેર જગીયા રે જાગ, વહુ રેનવી વહુએ ઓરાડયા ઘાટ
ઘાટ હોરાડીને લાગ્યાં પાય, ભલે રે પધારયાં રાણી રાંદેલ માય.
ત્રુઠયાં રે રાંદેલ દેરે આશીશ જીવો નથુભાઈ ક્રોડ વરીસ.
ક્રોડ તે ઉપર હોય રે પંચાસ, આશા પુરી રે એના કુટંબ પરિવાર.

## ગીત ૫ મું

મારે રે આંગણે કુઈ રે ખણાવો, ઘુટણ સમાણાં પાણી રે રંના દેવ.
ઘાટડીયાળાં નાવા રે બેઠાં, આદિતની ઘર નાર રે રંનાદેવ.
સોઈ રંગ તોઈ રંગ લાલ કસુંબો, મથુરામાં મોઘો વેચાય રે રંનાદેવ.
ફુળાં કાતળીયાં ને આંબા પાતળીયા, ખડબુચાં છોલાય રે રંનાદેવ.
મારે રે આંગણે કુઈ રે ખણાવો, ઘુંટણ સમાણાં પાણી રે રંનાદેવ.
ઘાટડીયાળાં નાવા રે બેઠાં, નથુભાઈની ઘરનાર રે રંનાદેવ.
સોઈ રંગ તોઈ રંગ લાલ કસુંબો, મથુરામાં મોંઘો વેચાય રે

રંનાદેવ
કેળાં કાતળીયાં ને આંબા પાતળીયાં, ખડબુચાં છોલાયરે

## ગીત ૬ ઠુ

પેલોરે પોઠી, કંકુએ ભરિયો,
જાઇ રાણી રાંદેલ આગળ ધરિયો;
માવડીયો બાગોને મેણલાંરે.
હું વણઝારી, દાસ તમારી,
નવલાખ પોઠી એકલડી હંકારૂ. માવડી૦
બીજોરે પોઠી, શ્રીફળે ભરીયો,
જાઇ રાણી રાંદેલ આગલ ધરીયો, માવડી હું.વ.દા-ન.મા.
ત્રીજોરે પોઠી, ખારેકે ભરીયો,
જઈરાણી રાંદેલ આગળ ધરીયો, માવડી૦હું.વ.દા.ન.મા.
ચોથોરે પોઠી, કોકળે ભરીયો,
જઈરાણી રાંદેલ આગળ ધરીયો, માવડી૦હું.વ.દા-ન.મં.
વેચી ન જાણું, સાટી ન જાણું,
નવ લાખ પોઠી એકલડી હંકારૂં, માવડી૦

## ગીત ૭ મુ

સગીરે સંજાએ નીસરયાં દેવ કયાં જઈ વસસો. ૧
વસીસું તે આંબા આંબલી, વસીસું સરોવરની પાળે. ૨
વસીસું તે નથુભાઇને ઓરડે, જે ઘેર મીઠાબોલી નાર. ૩
મીઠડાં બોલે ને મન હીસે, લળી લળી લાગેછે પાએ. ૪
પાયે લાગીને શું માગીયાં માગ્યાં ધણીયનાં રાજ. ૫
અખંડ હેવાતન ધાટડી, માગ્યાં પુત્ર પરીવાર. ૬

## ગીત ૮ મું

રાંદેલ માનો સ્હેરોરે સોરંભતો, રાંદેલપુજા કોણે કરીરે.૧
નથુભાઇનેરે ઘેર નવીવહુતો, રાંદેલપુજા તેણે કરીરે. ૨



## માંડવાનું ગીત ૯ મું

મારો માંડવો મોગરે છાયો ને નેત્રે ઓછાડીઓરે,
મારે માંડવે કેળોના થંભ આશો રૂડો માંડવોરે;
મારે માંડવે કોણ કોણ આવ્યું કોણ કોણ આવશેરે,
હુતો જોઉ મારા કીયા ભાઈની વાટ જેને આવે રંગ રેહેશેરે,
મારે માંડવે મોતીલાલ આવ્યા હીરાલાલ આવશેરે.
હુતો જોઉ મારા માણેકલાલની વાટ, જેને આવે રંગ રેહેશેરે
મારે માંડવે કેઈ વહુ આવ્યાં કેઈ વહુ આવશેરે.
હુંતો જોઉ મારી કેઈ વહુની વાટ, જેને આવે રંગ રેહેશેરે;
મારે માંડવે રતી વહુ આવ્યાં જીરકોર વહુ આવશેરે.
હુતો જોઉ મારી ઇચ્છા વહુની વાટ, જેને આવે રંગ રેહેશેરે

## ગીત ૧૦ મું

ઉંચા મંડપ મોગરે રચાવો મેતો કોડે પગરણ માંડીઆંરે
મંડપ ઉપર જાજમો પથરાવો મેતો કોડે પગરણ માંડીયાંરે
જાજમ ઉપર બાજઠીયા ઢળાવો મેતો કોડે પગરણ માંડીઆરે
બાજઠ ઉપર બાજીઓ ઢળાવો મેતો કોડેપરગણ માંડીઆંરે
બાજીઉપર પરવાળીના પાસા મેતો કોડે પગરણ માંડીઆંરે,
રમશે રમશે રાજપીપળાના રાજા મેતો કોડેપગરણ માંડીઆંરે
સામા રમશે નાનાભાઈ દેસાઈ મેતો કોડે પગરણમાંડીઆરે

હાર્યા હાર્યા રાજપીપળાના રાજા મેતો કોડે પગરણ માંડીઆંરે,
જીત્યા જીત્યા નાનાભાઈદેરાણ મેતો કોડેપગરણ માંડીઆંરે,
જીત્યા ઉપર નોબતો વગડાવો મેતો કોડે પગરણ માંડીઆંરે;
હાર્યા ઉપર ગધેડાં ભુકાવો મેતો કોડે પગરણ માંડીઆંરે.

## ગીત ૧૧ મું

સુરજ ઉગ્યારે કેવડીયાની ફણુસે કે વ્હાણેલાં ભલે વાયાંરે.
સુતા જાગોરે વાસુદેવના નંદ કે વ્હાણેલાં ભલે વાયાંરે.
તમ જાગોરે જાગે સહુ દેવ કે વ્હાણેલાં ભલે વાયાંરે.
લેજો લેજોરે પીતળના લોટા કે વ્હાણેલાં ભલે વાયાંરે.
દાતણ કરજોરે તુળસીને ક્યારે કે વ્હાણેલાં ભલે વાયાંરે
મુખ લોજોરે પામરીઓના છેડે કે વ્હાણેલાં ભલે વાયાંરે.
નામ લેજોરે શ્રીરામનાં નામ કે વ્હાણેલાં ભલે વાયાંરે.
સુરજ ઊગ્યારે કેવડીયાની ફણુસે કે વ્હાણેલાં ભલે વા૦
સુતા જાગોરે પારવતી વહુના કંથ કે વ્હાણેલાં ભલે વા૦
તગ જાગોરે જાગે સહુ ઢેડ કે વ્હાણેલાં ભલે વાયાંરે.
લેજો લેજોરે આધવાના લોટા કે વ્હાણેલાં ભલે વાયાંરે.
દાતણ કરજોરે ઉકરડાની ટોચ કે વ્હાણેલાં ભલે વાયારે.
મુખ લેજોરે મસોતાને છેડે કે વ્હાણેલાં ભલે વાયારે.
નામ લેજોરે તમારા બાપનું નાગ કે વ્હાણેલાં ભલે વા૦

## ગીત ૧૨ મું

કોણે મારાં આંગણાં સગારીયાંરે
કોણે પુર્યા મોતીકેરાચોક, મારા આંગણાં રળીયામણાંરે.
કોણે મારા સાગા તોડા ધોળીયારે,
કોણે લખીયા હંસને મોર, મારા તોડા રળીયામણારે;

ડાહ્યાભાઈએ આંગણા સમારીયારે,
મોતીબેહેને પૂરયા મોતીચોક, મારા આંગણાં રળીયામણારે.
લલુભાઇએ સાગા તોડા ઘેળીયારે,
સૂરીબ્હેને લખીયા હંસને મોર, મારા તોડા રળીયામણારે;

## ગીત ૧૩ મું

આવો માળણુ બેસો બેસણેરે,
કહો તમારી વાડીયોના મુલ, માળણુરાણી એમ ભણેરે;
લાખે બે લાખે મારો મોગરોરે,
અધ લાખે ચાંપલીયાનો છોડ, માળણુ રાણી૦
લાખ ખરચીને લોને લાભજીરે,
લાડકડારે મુજીયાજીને કાજ, માળણુ રાણી૦

## ગીત ૧૪ મું

હાલા લીલડાં વાંસ વેડાવો, તેની રતન ટોપલડી ઘડાવો;
ટોપલી મોતીલાલના હાથમાં આપો,
મોતીલાલ ધાંચો થઈ ઘેર આવે,
મારી ગંગાબેહેનને મન ન ભાવે,
સ્વામી કયાં લાગી આવડી વાર,
ગોરી તારે મઈયર પગરણ માંડયા.
પાછલી રાતના દળણાં દળાવ્યાં,
પરોઢિયામાં પાણી ભરાવ્યાં,
વાહાણે વાએ વાસીદાં વળાવ્યાં,
ખરે બપોરે બણુગાં ફુંકાવ્યાં.

## ગીત ૧૫ મું

ઉગના સુરજની રજ ખરીરે,

એનીરે રજેરે કાંઈ શ્રીકૃષ્ણ ઘડીયારે,
અતીને ગોરારે અતી રૂડારે૦ ૧
હું તો તમને પુછું મારા દેવકીજી વણજારારે,
તમે કેમ શ્રીકૃષ્ણ જાઈયારે૦ ૨
ઘડીએ બે ઘડીએ ઘડીયાલડાં વાગેરે,
પ્હોરે બે પ્હોરેરે જસ આરતીરે૦ ૩
આરતડીરે કરો દેવકીજીની કુખરે,
જેની કુખે શ્રીકૃષ્ણજાઈયારે. ૪.
ઓરડીએરે ઉભાં ને પરસાળે અજવાળાંરે,
કુળને અજવાળ્યાંરે વસુદેવ તણાંરે. ૫
ઉગતા સુરજની રજ ખરીરે,
એનીરે રજે કંઈ મુજીયાજી ઘડીયારે,
અતીને ગોરારે અતી રૂડારે. ૬
હું તો તમને પુછું મારાં રૂક્ષમાણી વણજારાંરે
તમે કેમ મુજીયાજી જાઇયારે. ૭.
ઘડીએ બે ઘડીએ ઘડીયાલડાં વાગેરે,
પહોરે બે પહોરે રે જસ આરતીરે. ૮
આરતડીરે કરો રૂક્ષમાણીની કુખેરે,
જેની કુખે મુજીયાજી જાઈયારે. ૯.
ઓરડીએરે ઉભાં ને પરસાળે અજવાળાંરે
કુળને અજવાળ્યાંરે વાસુદેવતણાં.

---

ઊંચી ઊંચી મેડી મારાં ઘરરે વીવાતાં, તો પાડોસે નણંદી વસેરે. ૧

વીરાની મેડીએ રૂડા કામ ઢળાવુ,
તો ત્યાંને ઢાળુરે ભંગર ઢોલિયારે ૨
ત્યાં ચડો પ્હોડે મારી માડીનો જાયો,
તો વાઓ ઢોળેરે ભાભી ફુટડા રે. ૩
વાઓ ઢોળંતાં ભાભી ગોડડીએ ગોઠયા,
તો નણુદીને પાડોસે ન રાખીએ રે. ૪
હીડું અણુદીઠું નણુદી સરવસ્ત માગે,
તો નોતે ઉડીને ક્યાગી આપીએરે. ૫
ઘરની ધણીયાણી તમે એવું સું બોલો,
તો બ્હેન વના વીવાહ કોણ માલસેરે. ૬
સાત સોપારી પડોશણુને આપુ,
તો તે મારે વીવાહ મહાલશેરે. ૭
ઘરની ધણીયાણી તમે એવું શું બોલો,
તો બેહેન વના ગણેશ કોણ પુજશેરે, ૮
ચોખાને લાડુ મારી ગોરાણીને આપુ,
તો તે મારે ગણેશ પુજશેરે. ૯
ઘરની વહુઆરૂ તમે રાંધોને સીંધો,
તો જમવાને બેસે મારી બેનડીરે. ૧૦
ઘરની વહુઆરૂ તમે પાણીડા જાઓ,
તો બારીએને બેસે મારી બેનડીરે. ૧૧
ઘરની વહુઆરૂ તમે હેરાને ફેરા,
તો પકવાનને ઓરડે મારી બેનડીરે. ૧૨
બારસુ ખજુર ગોરી પાણીઓક આવે,

તો રૂપૈયા ઉછાળુ બેની ના ગજેરે- ૧૩
માડીના જાયા તુને દેઉરે આશીષ,
તો સાતેને દીકરે હીંડજો મલપતારે. ૧૪
ન્હેવણુની જાઇ તુને દેઉરે આશીશ,
તો સાતેને સોયકે આંસુ ઢાળજેરે. ૧૫

---

## ગણેશનું ગીત.

ગણેશપાટ બેસાડીએ, ભલા નીપજે પકવાન;
રાગાં સંબંધી તેડાએ, જો પુન્ય હોય મોરાર.
જેને તે આંગણે પીંપળો, તેનો તે ધન અવતાર.
સાંજે સવારે પુજીએ, જો પુન્ય હોય મોરાર.
જેને પેટ ચાર દીકરા, તેનો તે ધન અવતાર;
ચારે વહુઓ પાએ પડે, જો પુન્ય હોય મોરાર.
જેને પેટ ચારૂ દીકરી, તેનો તે ધન અવતાર,
સાંચ્યાં સુચ્યાં ધન વાવરે, જો પુન્ય હોય મોરાર.
જેને તે આંગણે જોટણી, તેનો તે ધન અવતાર;
સાંજે સવારે દોહોવસે, જો પુન્ય હોય મોરાર.
રાતો તે ચુડો મારો રંગ ભર્યો,
કોરો ને કમખો હાથ;
ઘર ચોળે ઘેડ ભાગીએ, જો પુન્ય હોય મોરાર.
કાઠા તે ઘઉંની રોટલી, માંહી ગળગળીઓ કંસાર;
બેગા બેસીને આરોગીએ, જો પુન્ય હોય મોરાર.

---

## ગીત ૧૮ મું.

પીઠી પીઠી ચોળોરે પોતરાણી,
પેલી પીઠી ચડશેરે મારા જીયા વરને.
ઉતરતાને ચડશેરે પેલી છોડીને,
પાકાં તેલ ચડશેરે મારા જીયા વરને.
કાચા તેલ ચડશેરે પેલી છોડીને,
પડતી કેરી ખાશેરે મારા જીયાવરરે,
ગોટલોને ચુસસેરે પેલી છોડીરે.

## ગીત ૧૯ મું.

ઉકરડી તુનરતાં વનમાળીરે,
જડીઓછે સોનાનો ખુટો કે ગુજરમાળીરે
તેનો ઘડાવેશ ટોટડી વનમાળીરે,
સોવરાવેશ જમણો કાને કે ગુજરમાળીરે
ઉકરડા તુનરતાં વનમાળીરે,
જડીઓછે લોઢાનો ખુટો કે ગુજરમાળીરે
તેનો ઘડાવેશ હોવડો વનમાળીરે,
શોવરાવેશ જમણે હાથે કે ગુજરમાળીરે.

## ગીત ૨૦ મું.

ઊંડેને કુવો જળ ભર્યોરે, ઇટે વળ્યો શેવાળ;
આથમણી ડગ મગેરે,
હુ તમને પૂછું રતી વહુરે, કેમરે ફુલચંદભાઈ દુબળારે;
રાતે રમે રાણો સોગટેરે, દહાડે દેશાઈઓની સાથ,
આથમણી ડગમગેરે.

## ગીત ૨૧ મું

પાંચ પાનીનો બીડવો વનમાળીરે.
પીરશોછે ઇચ્છા વહુને બાણે કે ગુજર માળીરે,
જમતાં મનસુખભાઈ સાભર્યો વનમાળીરે,
થાલ્યોછે કાંચળી માંય કે ગુજરમાળીરે.
ભરી સભામાં પડી ગયો વનમાળીરે.
ગયેડી થઇછે ફજેત કે ગુજરમાળીરે.

## ગીત ૨૨ મું

જીરે આજ મેતો અડદા પરવત નોતરયારે,
અડદા તમે તો મારે પાપડ વણવા જોગ;
મારે સજન મેળાવો જો મળ્યોરે,
જીરે આજ મેતો ચોળા પરવત નોતરયારે,
ચોળા તમે તો મારે વડીઓ મુકવા જોગ;
મારે સજન મેળાવો જો મળ્યોરે.
જીરે આજ મેતો ઘંહુના પરવત નોતરયારે,
ઘહુ તમે તો મારે કંસાર કરવા જોગ,
મારે સજન મેળાવો જો મળ્યોરે.
જીરે આજ મેતો મગ પરવત નોતરયારે,
મગ તમે તો મારે પીઠી કરવા જોગ;
મારે સજન મેળાવો જો મળ્યોરે.

## ગીત ૨૩ મું

સોનાનો થંભ હીરે જડ્યોરે,
બંભનું નામ ના જાણું વીવા ઘેર આપજોરે.

થંભનુ નામ મોતીલાલ વીવા ઘેર આપણેરે.
સોનાનો ગજ હીરે જડયોરે,
ડોશી વાણીયા નામ ન જાણું વીવા ઘેર આપણેરે.
ડોશી વાણીયા નામ ઝવેરભાઈ વીવા ઘેર આપણેરે.
લાંબી લેખણે લેખાં લખેરે,
લેખાવટીયા નામ ન જાણું વીવા ઘેર આપણેરે.
લેખાવટીયા હીમતભાઇ નામ વીવા ઘેર આપણેરે.
સાંગા માંચીએ બેઠા પુન કરેરે.
પુનવંતા નામ ન જાણુ વીવા ઘેર આપણેરે.
પુનવંતા નવલભાઇ નામ વીવા ઘેર આપણેરે,
ઓરડામાં લખમી વાસો વસેરે'
લખમીનું નામ ન જાણુ વીવા ઘેર આપણેરે.
લખમોનુ નામ કાશી વહુ વીવા ઘેર આપણેરે
ખભેને કોથળો સોઇ ભલારે.
નાણાવટીયા નામ ન જાણુ વીવા ઘેર આપણેરે.
નાણાવટીયા માણેકલાલ નામ વીવા ઘેર આપણેરે,
હાથમાં પાટીઓ સોઇ ભલારે,
નીશાળીયા નામ ન જાણુ વીવા ઘેર આપણેરે.
નીશાળીયા ભીખાભાઇ નામ વીવા ઘેર આપણેરે
લાંબી પરસાળે બાળક રમેરે,
બાળકનું નામ ન જાણું વીવા ઘેર આપણેરે.
બાળકનું સુરજ બેન નામ વીવા ઘેર આપણેરે
તાંબાના બેડે પાણી ભરેરે,

પાણીયારી નામ ન જાણુ વીવા ઘેર આપણેરે.
પાણીયારીનું પરસન વહુ નામ વીવા ઘેર આપણેરે.

## ગીત ૨૪ મું.

પાએ પાવડડા ને કેશરીયા વાઘા,
કાને સોનાની લોળોરે, કોઈ વરઘ વધાવો.
એટલે રણછોડરાય શીમાડે આવ્યા,
શીમાડે છત્ર ઢળાવોરે, કોઇ વરઘ વધાવો.
એટલે રણછોડરાય ભાગોળે આવ્યા,
ભાગોળે ભેરયો વગડાવોરે કોઇ વરઘ વધાવો.
એટલે રણછોડરાય ચઉટડે આવ્યા,
ચઉટડે ચમર ઢળાવોરે, કોઈ વરઘ વધાવો.
એટલે રણછોડરાય જાનીવાસે આવ્યા,
કલવો સાળીને હાથરે કોઈ વરઘ વધાવો.
એટલે રણછોડરાય ખડકીએ આવ્યા,
ખડકીના ખખડાયાછે કમાડરે કોઈ વરઘ વધાવો.
એટલે રણછોડરાય તોરણે આવ્યા,
પુખણું સાસુને હાથરે, કોઇ વરઘ વધાવો.
એટલે રણછોડરાય માયરામાં આવ્યા,
માગાજી કંન્યા પધરાવોરે કોઈ વરઘ વધાવો

## ગીત ૨૫ મું.

ગોતરડાં ઉતારોરે ગોરજી, વહુ માગેછે સવઇયો ગોરજી,
વહુનો બાપ ભવાઇયો ગોરજી, વહુ માગેછે રોકડો ગોરજી.
વહુનો બાપ ઓકડો ગોરજી, વહુ માગેછે બાજરો ગોરજી.

વહુનો બાપ વાઘરી ગોરજી વહુ માગેછે બદામ ગોરજી.
વહુનો બાપ હજામ ગોરજી, વહુ માગેછે આરશી ગોરજી
વહુનો બાપ પારશી ગોરજી, ઇતીયાદી

## ગીત ૨૬ મુ.

ગ્રહશાંતી વેળા ગોરી રીસાવી બેઠાં; સસરો મનાવેતો મનાઉ,
ઓ લાડણી આછા ઘુંઘુટ વહુને વાલેરા લાગે
કહોતો વહુવારૂ તમને તુશીઓ ઘડાવું તનમનીએ રતન જડાવું
ઓ લાડણી આછા ઘુઘટ વહુને વાલેરા લાગે.

## ગીત ૨૭ મુ.

લાડણો પાન ચાવેને રસ ઢોળે,
લાડણો તો વળી વળી પાછું જુવે;
જાણે મારા બાપા સાથે આવે;
જાણે મારા સસરાનો રંગ રાખે,
લાડણો પાન ચાવે ને રસ ઢોળે.
લાડણોતો વળી વળી પાછુ જુવે,
જાણે મારી માડી સાથે આવે;
જાણે મારી સાસુનો રંગ રાખે,
લાડણો તો પાન ચાવેને રસ ઢોળે.
લાડણો તો વળી વળી પાછુ જુવે,
જાણે મારા વીરા સાથે આવે;
જાણે મારા સાળાનો રંગ રાખે.

## ગીત ૨૮ મુ.

ઘોડી તારા મુખડે રતન જડયારે બાઈ,

રતન જડયારે નંદલાલ શેરો અજબ બનીરે બાઈ,
વર બાપા તે વર બાપા કોણ સરાય કહેવાયરે બાઇ.
જાન સુહાળી આગળ જાય શેરો અજબ બનીરે બાઈ.
વરબાપા તે વરબાપા આત્મારામ કેહેવાયરે બાઇ,
જાન સુહાળી આગળ જાય શેરો અજબ બનીરે બાઇ
ઘોડી તારે મુખડે રત્ન જડયારે બાઈ.
રત્ન જડયારે નંદલાલ શેરો અજબ બનીરે બાઇ.
વરમાડી તે વરમાડી કેઈ બાઇ કેહેવાયરે બાઈ,
જાન સુહાડી આગળ જાય શેરો અજબ બનીરે બાઈ.
વરમાડી તે વરમાડી જીવકોર બાઈ કેહેવાયરે બાઈ,
જાન સુહાળી આગળ જાય સેરો અજબ બનીરે બાઇ.

## ગીત ૨૯ મું.

લીલી ઘોડીરે પીળો ચાબખો, ઘોડી ઘણુ ગાજે,
લીલડાં જડીત્ર પલાણુ, વ્હેવણુ મારી છંદે નાચે.
છંદે છુદાવ્યાંરે છુંદણાં, ઘોડી ઘણુ ગાજે,
હોંસે રંગાવ્યા કાળા દાંત, વ્હેવણુ મારી છંદે નાચે.
ઘોડી ચ્હડી જીયાવર સંચરયા, ઘોડી ઘણું ગાજે.
મોહી રહ્યા ચારે દેવ વ્હેવણુ છંદે નાચે.
પેહેલેને વિશ્વનાથરે મોહી રહ્યા, ઘોડી ઘણુ ગાજે,
ગયામાં ગદાધર દેવ, વ્હેવણુ મારી છંદે નાચે
આંગણે ને કંતારનાથ મોહી રહ્યા, ઘોડી ઘણુ ગાજે,
ચોથલે મ્હોળેસ્વર દેવ, વ્હેવણુ મારી છંદે નાચે.
ચારોએ મોહીને શું કીધાં ઘોડી ઘણુ ગાજે.

## ગીત ૩૦ મું.

કુંએર હેલ દઇ ઘોડે ચડીયા, તારા વેરીને ધ્રાસકા પડીયા.
કુંએર દહીંયનાં ગોરસ ખાટાં, ત્હારા વેરીનાં હૈયડલાં ફાટાં.
કુંએર દહીંયના ગોરસ મીઠાં, ત્હારા વ્હાલાંએ અચરત દીઠાં
કુંએર ખુંપેછે અસરો ને મસરો, જોવા આવ્યાં તે સાસુ ને સસરો.
કુંએર ખુંપે તે જડીઆરે બાપ, સાજનમાં સોહાયે જીયાવરના બાપ.
કુંએર ખુંપે તે જડીયારે હીરા, સાજનમાં સોહાયે જીયાવરના વીરા.
કુંએર ઘોડેછે ફુલની પાખર, તારૂં સભા શોભીતું રે સાજન.
કુંએર ઘોડે છે ફુલની વાડી, કરવડી ઝાલે જીયાવરની માડી.
કુંએર ઘોડા પાછળ કામધેન, રથે બેસે જીયાવરની બ્હેન.

## ગીત ૩૧ મું.

બનો ઉમલ્યો ઉમલ્યો આવે છે,
એનો ડંકા પડવાણુ પુરાવે છે;
બનો ત્યાં થકી સોના મંગાવેછે.
બનો બનડીકી ઝાલ ઘડાવે છે.
બનો ઉમલ્યો ઉમલ્યો આવે છે,
બનો સુરતપડ વાણુ પુરાવે છે,
બનો ત્યાં થકી સોની તેડાવે છે,
બનો બનડીકી ઝાલ ઘડાવે છે.
બનો ઉમલ્યો ઉમલ્યો આવે છે,
બનો ભરૂચપડ વાણુ પુરાવે છે.

બનો ત્યાં થકી જડીયા તેડાવે છે,
બનો બનડીકી ઝાલ જડાવે છે,
બનો ઉમલ્યો ઉમલ્યો આવે છે,
બનો અમદાવાદ વાણુ પુરાવે છે.
બનો ત્યાં થકી પટવા તેડાવે છે,
બનો બનડીકી ઝાલ ગંઠાવે છે.
બનો ઉમલ્યા ઉમલ્યો આવ છે,
એની નગરીમાં ધુમ મચાવે છે,
બનો ઊંઘતા લોક જગાડે છે.

**ગીત ૩૨ સુ.**

હાંરે બના મેરી ગલી મત આવો, મોતીલાલ બના, છજેકી બેઠક છોડદો.
હાંરે બના છોડદોરે દીલ ખોલ દો, હાંરે બના મેરી૦
હાંરે બના લંકાધડ વ્હાણુ પુરાવીએ.
હાંરે બના તાંથકાં સોનાં અણાવીએ,
હાંરે બના બનડીકી ઝાલ ધડાવો, મોતીલાલ બના છજે.
હાંરે બના હડમચધડ વ્હાણુ પુરાવીએ.
હાંરે બના તાંથકા હીરા અણાવીએ,
હાંરે બના બનડીકી ઝાલ જડાવો, મોતીલાલ બના છજે.
હાંરે બના સીંધડધડ વ્હાણુ પુરાવીએ,
હાંરે બના તાંથકાં મોતી અણાવીએ.
હાંરે બના બનડીકી ઝાલ પ્રોવાઓ, મોતીલાલ બના છજે.

**ગીત ૩૩ સુ.**

હાંરે બના કિન્ને બતાઈ તુને મેરી ગલીયાં,

મેરી ગલીયાંરે ગુલાબી છડીયાં, હાંરે બના ક્નિ૦
હાંરે બના ચીરાતો તેરા લાલ બનીયા,
લાલ બનીયારે ગુલાલ બનીયા, હાંરે બના ક્નિ૦ ૧
હારે બના નીમા તો તેરા લાલ બનીગા,
હાંરે બનીયારે ગુલાબ બનીયા, હાંરે બના ક્નિ૦ ૨
હાંરે બના મોજાં તો તેરા લાલ બનીયાં,
લાલ બનીયાંરે ગુલાલ બનીયાં, હારે બના ક્નિ૦ ૩

### ગીત ૩૪ મુ.

એક લીલી તે લીલી લાલડી,
એક લીલુડાં જડીત્ર પલાણુરે જગલીલડી.
મારા સોગ ઘોડાને બસે હાથીઆ,
મારા હાથી દેખીને વેવાઇ બી ગયો,
મારી કેમ કરી રેહેશે લાજરે જગલીલડી,
મારા કીઆ ભાઇએ સાનમાં સમજાવીયા,
મારા મોતીભાઇએ સાનમાં સમજાવીયાં,
તમારી બલેરી રાખીશું લાજરે જગલીલડી;
એક લીલી તે લીલી લીલડી,
એક લીલુડાં જડીત્ર પલાંણુરે જગલીલડી;
મારા સોય ઘોડાને બસે હાથીઆ,
મારા ઘોડા દેખીને વેવઈ બીગયો,
મારી કેમ કરી રેહેશે લાજરે જગલીલડી,
મારા કીયા ભાઈરે સાનમાં સમજાવીયાં,
મારા ઝવેરભાઇએ સાનમાં સમજાવીયાં,
તમારી બલેરી રાખીશું લાજરે જગલીલડી.

## ગીત ૩૫ મું.

આજ મારૂં વાજીંત્ર કરે ઝમકાર,
તો જેમરે વાગે ને સાજન મળેરે. ૧
વાગતું વાગતું પોળમાં પેઠું,
તો ઘરરે પુછે તણાંરે. ૨
ઉંચલા આવાસને નીચલા દરવાજા,
તો મોતી જડયાં તોરણ બારણેરે, ૩
ચોકમાં ચાંપો પરસાળે નાગરવેલ,
તો ગોરીએ દીવા અજવાળીયારે. ૪
સાત દીકરડા તું જણ મોરી ગોરી,
તો જેમ દ્રવ્ય ખરચુને રવ ચડેરે. ૫
એક દીકરડી તું જણ મોરી ગોરી,
તો સાજન જમાડું ઘર આપણેરે. ૬
બાપે માહેરડાંમાં આપીરે બટી,
તો માડીએ આપી ટોટડીરે. ૭
સાતરચું બનને સાસરે આપો,
તો ભેંસ દોવા બલી તાંબડીરે. ૮
ચીરના ચંદરવા જાદરના જલેચા,
તો મખલી બંદરના ચારસારે. ૯
બરાનપોરી થાળા વીજાપુરી ઝારી,
તો નવારે નગરના વાડકારે. ૧૦
તાંબાના તકીયા પીતળના આબળીયા,
તો નવીરે સુકેડના પાટલારે. ૧૧
એટલું લઇ બેન સાસરે જાજો,

તો લાજ વધારજો આપણીરે. ૧૨

## ગીત ૩૬ મું.

મારા નવલા વેવાઇ તને વીનવું, તારી શાંકડીશેરી વળાવને,
મારૂં મોટાનું સાજન આવશે, તારા ઉકરડા દેખીને લાજશે,
તારા છૈઆં છોકરને મારશે, તારાં ધધડાં બુઢાંને દાટશે;
તને નફટને નહી લાજરે, તને નીરલજને શું કહીએરે.

## ગીત ૩૭ મું.

કુંવર હેવો દેઇ ઘોડે ચડીયા, એમના વેરીને ધાસકા પડીયા.
દહી દુધના ગોરસ ખાટાં, એમના વેરીના હઇયારે ફાટયા.
દહી દુધના ગોરસ ભરીયાં, એમના વાલાનાં હઇયાંરેઠરીયાં,

## ગીત ૩૮ મું.

વરતો બહુંરે હાંશીલો વરતો બહુંરે ખાંતીલો;
એની મરધા નયણી જુવે વાટરે નગારાં વાગે ધીમે ધીમે.
વરતો સોનીડાની સેરી વચ્ચે સંચરયો,
વરને ઉતરીઓ વશાવતાં લાગી વારરે નગારાં વાગે ધીમેધીમે
વરતો માળીડાની શેરી વચ્ચે સંચરયો,
વરને ખુપ વસાવતાં લાગી વારરે નગારાં વાગે ધીમે ધીમે
વરતો ગાંધીડાંની શેરી વચ્ચે સંચરયો,
વરને શીફળ વસાવતાં લાગી વારરે નગારાં વાગે ધીમે ધીમે
વરતો ડોશીડાની શેરી વચ્ચે સંચરયો.
વરને સરખા વસાવતાં લાગી વારરે નગારાં વાગે ધીમે ધીમે
વરતો તંબોળીડાની શેરી વચ્ચે સંચરયો.
વરને પાન વસાવતાં લાગી વારરે નગારાં વાગે ધીમે ધીમે
ઈત્યાદી.

## ગીત ૩૯ મું.

તું તો જગ જમરે જમણડા કલવો, તારી માડી નહી પીરશે કલવો
તારી સાસુએ પીરસો કલવો, તારી સાસુ હઈઆની બાળી;
તને ઘીમાં રાખશે બોળી, તારી માડી તે હઈઆની કપટી.
તને ગીઠું નહી મેલે ચપટી, તારી માડને આલડો શો મચકો,
તને ગોળ ન આપે કહો લચકો.

## ગીત ૪૦ મું.

મારી ઉઘાડુ વેવાણ જાગરે, તારા ઘર પછવાડે થઇ રહયો છે સોરરે
મારા પગ સુણીને થયા થાંભલા પેલી વેવણને લેઇ ગયા જાગલા
મારા પગ સુણીને થયા આરશી. પેલા વેવણને લેઇ ગયા પારશી.

ઇત્યાદી.

## ગીત ૪૧ મું.

શેરી શેરી ઘુઘરડા વાગે છે,
કોઇ ઉમરાવ જાદો આવે છે.
કોઇ જાણ કરો પીછાન કરો,
પેલા નવલા વેહેવાઇને જાણ કરો,
પેલા કોડીલા વેહેવાઇને જાણ કરો,
તારી શેરી છે સુગાળીરે.
તારી ઘર ધણીઆંણી કાળીરે,
મારી જાણમાં આવ્યા મોટારે,
વેહેવણ જર ભરી લાવો લોટારે,
વેહેવણ લેજેરે કુંકાવટી,
તારે બારણે આવ્યો નાણાવટી,
વેહેવણ લેજેરે સોપારી,

તારે બારણે આવ્યો વેપારી,
વેહેવણ લેજોરે સુપડલું,
તારા ભવનું તે ભાગુ દુખડું,
તારા ચુલા પછાડી ગારોરે,
તારે દીકરી જણ્યાનો વારોરે,
તારા ચુલા પાછળ ઇંટરે,
તારે દીકરો જણ્યાની રીતરે,
તું તો દીકરી જણી જણી થાકીરે,
આંબાકેરીની પડે પાકીરે.

ગીત ૪૨ સું.

હળવે હળવે પાંખરે ગોટા ગોફારે.
બાળા વરને વાગશે સાહી ચોખારે,
રવઇએ ના પાંકેશ વેવણ.
રવઇઓ તારે વલોવા જોઇશું.
સાંબેલે ના પાંકેશ વેવણ,
સાંબેલું તારે ખાંડવા જોઇશું.
તરાકે ના પાંકેશ વેવણ,
તરાક તારે કાંતવા જોઇશુ.
સળીઓ ના પાકેશ વેવણ,
સળીઓ તારા બાપના પળીયા.
સંપટે ના પાંકેશ વેવણ,
સંપટ તારે દીવો કરવા જોઇશું.
ધુંસરે ના પાંકેસ વેવણ,
ધુંસરૂ તારે ગાડે જોઇશુ.

## ગીત ૪૩ મું.

લીપ્યા લાપ્યા ઓરડા સાપોલીયું જાય,
ફુલચંદની ગાંડમાં સાપોલીયું જાય.
જાય મુછો મરડતું સાપોલીયું જાય,
જાય ધડાકા લેતુ સાપોલીયુ જાય,
ઓ એના બાપા સાપોલીયું જાય,
દીઠુ હોય તો કાહાડરે સાપોલીયું જાય,

## ગીત ૪૪ મું.

સુરત શેહેર વસો એક સોનીરે,
સોની ઘડજે લાકડાની પોચીરે.
એની પોચીએ ઝાઝા હીરારે,
પોંચી લાવે લાકડાના વીરારે.
બાજુ બંધના સરખી પોચીરે,
મુબાઇ શેહેર વસો એક જડીઓરે.
જડીયા જડજે લાકડાની પોચીરે,
એની પોચીએ ઝાઝા આબાંરે.
પોંચી લાવે લાડકડાના મામારે.
બાજુ બંધના સરખી પોંચીરે;
ભરૂચ શેહેર વશો એક પટવોરે;
પટવા ગાંઠ લાડકડાની પોચીરે;
એની પોચીએ જાજી ખાપરે;
પાંચી લાવે લાડકડાના બાપરે.
બાજુબંધના સરખી પોચીરે,
અમદાવાદ વશો એક ઝવેરીરે;

ઝવેરી પારખ લાડકડાની પોંચીરે.
એની પોંચીએ ઝાઝા મોતીરે;
પોંચી લાવે લાડકડાની માશીરે;
બાજુ બંધના સરખી પોંચીરે.
તાંતો નવરંગ માંડવા રચીઆરે,
તાંતો નટવર ચડોયા ઘોડેરે; વરકન્યા પરણીને ઉઠયારે

## ગીત ૪૫ મું.

આમારૂરે છરૂં, તમારી વલીયારી,
એ બેને પરણાવો વેવઇઆ સંપજ રાખો.
એ બેન બોલે બનશે વેવઇઓ સંપજ રાખો,
અમારા હીમતભાઇ તમારી પરસન વહુંએ બેને પરણાવો
વેવઇઓ સંપજ રાખો, એ બેને બોલે બનશે, વેવઇઓ
સંપજ રાખો એ બંને જગતે જોડું વેવઇઓ સંપજ રાખો

## ગીત ૪૬ મું.

વરકંન્યા કંસાર જમે, વેવણની તો દાઢ ગળે.
લાડાને કંસાર નભાવેરે, લાડી તો ડુચેડુચે ખાઅરે,
લાડો તો સકાળમાંથી આવ્યોરે, લાડી તો દુકાળમાંથી આવીરે

## ગીત ૪૭ મું.

વરકંન્યા કંસાર જમે જાનઈયાની દાઢ ગલે.
કોળીયો કંસાર આપે તો ખાઇએરે,
નહી તો આશા મુકી ઘેર જઇએરે,

## ગીત ૪૮ મું.

ડાબે ખુણે ડામચીઓ ડોલેરે, ત્યાંતો ફુલચંદ બીલાડો બોલેરે
ફુલચંદ કહે બીલાડો થાઉં, બાજઠ તળે પેશી જાઉ.
કોળીઓ કંસાર ખાતો જાઉ, નહી તો ઘરનો ઉંદર થાઉ

## ગીત ૪૯ મું.

એક ઝારા ઉપર ઝારીરે. એતો કંન્યા થઇ આમારીરે;

એનો અગારા કહ્યાં કરશેરે, એની નાને મોંઢે મુતરશેરે.

## ગીત ૫૦ મું.

સામા ઓરડીઆમાં અધમણ જીરૂં
જીઆવર પરણે હુતો ઘડીએ ના ધીરૂં;
નળીયાં ઘીમાંના ઘેબર મુજને ગીઠેરાં લાગે.
સામા ઓરડાઆમાં અધમણ અડદી
જીઆવર પરણે હુંતો જોઇને હરતી,
નળીઆં ઘીમાના ઘેબર મુંજને મીઠેરાં લાગે,
સામા ઓરડીઆમાં અધમણ મીઠું,
જીઆવર પરણે મેતો અચરજ દીઠું
તળીઆ ઘીમાંના ઘેબર મુજને મોહારે લાગે

## ગીત ૫૧ મું.

લાડી આપી પાડી આપી જાનઇયાની માદી આપી
તોય લડયા માડયા હેઠેરે.
ઇડરીયો ઘડ જીત્યારે આનંદ ભલા,
લોક કહેતા મોતીભાઇ જુહારે આનંદ ભલા;
એતો દીકરો પરણાવીને ઉઠ્યારે આનંદ ભલા,
લોક કહેતા ફુલચંદ સાચારે આનંદ ભલા,
એતો દીકરો પરણાવીને નાચ્યારે આનંદ ભલા.

## ગીત પર મું.

અમે આવ્યાં તા રંગ ભેર રમવાને,
અમ આવ્યાંતાં પરસન વહુને લેવારે.
અમ આવ્યાંતાં પરમન વહુને જોવારે.
એના જાયામાં શું જોશોરે.

## ગીત ૫૩ મું.

નાંખ્યાં કુડો ને નગર સોહામણાં,
માંહી ભરીએલ રે ગવરીનાં ધાન,
સાહેલીરે આખા મોરીઓ.
ગારા દીધા મ. ડા વાજાં વાગીઆં,

મારા મોતીશાઇના વાજંત્ર વાગીઆં.
પેલા વેવાઇનારે પડઘારે નીશાન,
સાહેલીરે આંબો મોરીઓ.
તાંબા કુંડી તે નગર સોહાંમણી,
માંહી ભરીએલાંરે ગવરીના ધીઅ,
સાહેલીરે આંબો મોરીઓ.
મારા કીઆ ભાઇની મેડીએ દીવા બળે.
મારા હીરાલાલની મેડીએ દીવા બળે,
પેલા વેવાઇનારે ગોર અંધારાં,
સાહેલીરે આંબો મોરીઓ.
તાંબાકુંડી તે નગર સોહામણી.
માંહી ભરીએલાંરે ગવરીના ધીઅ,
સાહેલીરે આંબો મોરીઓ.
મારી કેઇ વહુને પેરણુ સાડી ભલી.
મારી રતી વહુને પેરણુ સાડી ભલી,
પેલી વેવણનેરે લેઇ ગયા ધાડી;
સાહેલીરે આંબો મોરીઓ, ઈત્યાદી.

## ગીત ૫૪ મું.

એના માંડવે નથી કાંઇ વાંસળી
એના ઘરમાં નથી કોઇ ધાર ધણી,
એના ઘરમાં ફુલચંદ મડધો માહાલે,
પેલા વખતા બીચારાનું કાંઇ ન ચાલે;
એના આણ્યાં તાણ્યાંને શું રે ગઇએ.
એના માઝા તાઝાંને શું રે ગઇએ.
પુંજીભાઈના પરવારાને શું રે ગઈએ.

## ગીત ૫૫ મું.

ફટો વેવાઇઓ ભીંત પડે,
ભીંત પડે તો પડવા દે હાજી ડોજર ભરવા દે.

આગળ ફુલચંદ પરણ્યાતા ઠાલું ડોજર ભરયુતું.
હવે પાનાભાઈ પરણે છે ઠાલુ ડોજર ભરેછે.

## ગીત ૫૬ મું.

છોડી તારૂ અણવર પાછુ વાળ, અણવરિયું લજામણું રે.
પગ ભણી જોયું તારે લુલું દીઠું, અણવરિયું લજામણું રે.
નાક ભણી જોયું તારે બુચુ દીઠું. અણવરિયું લજામણું રે
આંખ ભણી જોયુ તારે કાંણુ દીઠુ, અણવરિયું લજામણું રે
કાન ભણી જોયુ તારે તુટલુ દીઠુ, અણવરિયું લજામણું રે
હાથ ભણી જોયુ તારે પાંગલું દીઠું અણવરિયું લજામણું રે
બોલાવી જોયુ તારે બોબડું દીઠું, અણવરિયુ લજામણું રે.

## ગીત ૫૭ મું.

એના ઘર પછવાડે ઈટ પડી, એને દીકરી જણ્યાની રીત પડી.
એના ઘર પછવાડે બાવળીઓ, એને દીકરી જણ્યાનોવાવળીઓ
એને બારણે ગોમટીનો ગારો, એને દીકરી આપ્યાનો છે વારો

## ગીત ૫૮ મું.

જીરે સરસત શવાગીને વિનવું રે,
જીરે ગણપત લાગુ પાય, મારૂ તોરણીયુ હીરે જડયુ રે.
મારે હીંગતભાઇને ધીરજલાલનાં જોડવાં રે,
પેલા વેવાઇને બલાડાંની જોડ, મારૂ તોરણીયુ હીરે જડયુ રે.
મારી રતી વહુને જીવકોર વહુનાં જોડવાં રે,
પેલી વેવણને ભુંડણની જોડ, મારૂ તોરણીયું હીરે જડયું રે.

## ગીત ૫૯ મું.

પેલો વેવઇ બાળ કુવારોરે મારૂજી કયારામાંનો કેવડો,
એને કૂતરી સાથે પરણાવોરે મારૂજી કયારામાંનો કેવડો.
એ કેમ કરી બોલડા બોલેરે મારૂજી કયારામાંનો કેવડો,
કુતરી ભસશે વેવઇ બોલશે એમ કરી બોલડા બોલશે.

સમાપ્ત.

